# વચનામ્રત.

આવૃત્તિ પેહેલી.

સંગ્રહ કરી પ્રગટ કરનાર.

ડી૦ એમ૦ ભટ્ટ.

સામેરા તાબે મહીકાંઠા.





દોહરો.

ઉદ્યોગ શબ્દ જ્યાં છે નહીં, ઇશ્વર ત્યાં નહીં હોય;
ઈશ્વર નક્કી હોય છે, જ્યાં ઉદ્યોગજ હોય. ૨



अमदावादमां

“गुजरात गेझेट” प्रेसमां मुद्रांकित कर्युं.

સને ૧૮૮૮ સંવંત ૧૯૪૪

કીંમત ચાર આના.

# વચનામ્રત.

આવૃત્તિ પેહેલી.

સંગ્રહ કરી પ્રગટ કરનાર.

ડી૦ એમ૦ ભટ્ટ.

સામેરા તાબે મહીકાંઠા.





દોહરો.

ઉદ્યોગ શબ્દ જ્યાં છે નહીં, ઈશ્વર ત્યાં નહીં હોય;
ઈશ્વર નક્કી હોય છે, જ્યાં ઉદ્યોગજ હોય. ૨



अमदावादमां

"गुजरात गेझेट" प्रेसमां मुद्रांकित कर्युं.

સને ૧૮૮૮ સંવત ૧૯૪૪

કીંમત ચાર આના.



# वचनामृत.

આપ્તી દોલત—જાતે મેહેનત કરીને મેળવેલી દોલત જેટલી જુવાન માણસોને માફક આવે છે તેટલી આઈતી દોલત આવતી નથી. આપ્તી દોલત મળવાથી માણસ ઘણી વેળા છકી જાય છે, અને ગરીબોની કદર પીછાણી શકતો નથી. જેમ આછતો તૈયાર પોશાક બેસતો આવતો નથી, તેમ આઈતી દોલત પણ બેસતી આવતી નથી.

૨. જો તારૂં મન તને જુગાર રમવાને ઉસ્કેરતું હોય, તો તારે તારા કુટુંબના ગુજરાનને અર્થે કેટલીક રકમ ઝુદાયદી મૂકવી કે પાછળથી તેમને અનાજ વગર ભૂખે મરવું ન પડે.

૩. જે સખસ ઘણું બોલે, અથવા પૂછ્યા વગર વાતની ખબર આપે, તેની હરકોઇ બેવકુફી જાહેર થાય છે.

૪. બહાદૂરી કરવામાં લાગેલા ઘા આબરૂની નિશાની છે.

૫. જે નસીબપર બેડે છે, તે કાળનો વિચાર કરતો નથી. આશા છે તે ઉડાઉ છે, અને જે તેના વચનપર વિશ્વાસ રાખે છે, તે કાલની કમાઈના આધારપર આજે મોજથી મસ્ત બને છે.

## ૬ ચારણી પ્રત્યે અન્યોક્તિ.

### શાર્દૂલ વિક્રિડિત વૃત.

જાતી પીતળની દિસે પ્રથમથી, છે છિદ્રવાળી છતી,
છાંડી સાર અસારને પકડવા, માઠી મુળેથી મતી;
છિદ્રો જાય છુપાવવા પણ જનો, ખુલ્લાં કરે છે ખણી,
નીચી નારિ સમાન નામ તુજતું, છે યોગ્ય ઓ ચારણી !!

કોઈ કવિ લોટ ચાળવાની ચાળણીને કહે છે કે—હે પીતળ જાતી (ચારણી પીતળ કે તાળાંની થાય છે પીતળ એ હલકી જાતને કહેવામાં આવે છે!) માં પ્રથમથી ગણાતી એવી અનેક છિદ્રવાળી! સારસાર જે લોટ, તેને તું છોડી દઇ પાછળથી જે થુલું કે કૂચા રહે તેનેજ પકડી લેવા તારો મૂળથીજ માઠો સ્વભાવ પડયો છે; વખતે તું લજ્જિત થઇ તારા છિદ્રો છુપાવવાનું કરે છે (કેટલીએક વખત ચાળતાં ચાળતાં લોટના આચ્છાદનથી કાણાં પૂરાઈ જાય છે.) તોપણ તે તારાં છિદ્રો લોકોથી છાનાં રહેતાં નથી. તેઓ તારાં તમામ છિદ્રો ખણી ખોતરીને ખુલ્લાં કરે છે!! આવા તારા દુર્ગુણથી તારૂં નામ નીચા વર્ગની સ્ત્રી ચારણી (માગણમાં હલકી જાત ચારણની છે તે અનેક દુર્ગુણથી ભરેલા ને લોકોની નિંદા કરનારા હોય છે તેની સ્ત્રી—ચારણી)ને યોગ્ય જે આપ્યું છે તે યથાર્થછે.

### વસંત તિલકા વૃત.

શાણા અસાર તજી સંઘરિ સાર રાખે,
દાનાવ વૃત્તિ શુભ સૂપડું જેમ દાખે;
ખોળી કલંક મૂર્ખા તજી માલ દે છે,
જો ચારણી જયમ કુચા પકડી રહે છે.

૭. વિલંબ કરીને અને ભવિષ્ય ઉપર આશા રાખીને આપણે ઘણોખરો વખત ખોઈયે છિયે. આપણા હાથમાં છે તે વર્ત્તમાન કાળને જવા દઇયે છિએ; અને ભવિષ્ય કાળ જે આપણા હાથમાં નથી તેનાપર આશા બાંધી બેશીએ છિએ. એમ કરવાથી નિશ્ચયનો ત્યાગ કરી આપણે અનિશ્ચિતને વળગીએ છીએ,

૮. જો તારે આ દૂનિયામાં તથા પરદૂનિયામાં સૌથી શ્રેષ્ટ સુખ ભોગવવું હોય તો જેમ બને તેમ લોકો સાથે સંબંધ ઓછો રાખવો. કેમકે એથી સારી રીતે ચલાય છે.

૯. કલ્પના શક્તિ દુનિયા ઉપર રાજ ચલાવે છે.

**૧૦. તું ગુસ્સો કર, પણ પાપ ન કર. ગુસ્સે થઇને સૂરજનો અસ્ત થવા દેઇશ નહીં.**

## ૧૧. સોની પ્રત્યે અન્યોક્તિ.

हे हेमकार परदुःख विचार मूढ ।
किंमांमुहुःक्षिपासिवार शतेन वन्हौ ॥
संदिप्यते मयि सुवर्ण गणाति रेको ।
लाभःपरंतव मुखे खलु भस्मपातः

સોનું કહે છે કે હે સોની, તું પારકું દુઃખ જાણવામાં મૂઢ (અજ્ઞાની) છે. કારણ મને તું વારંવાર પાણીમાં બોળીને ફરી ફરીને અગ્નિમાં તપાવે છે, પણ એમાં તું પરસ્પરના હિતનો વિચાર કરતો નથી. એ પ્રમાણે તપાવવાથી હું તો વિશેષ મૂલ્યવાન થાઉંછું, પણ ફૂંકવાથી તારા મોઢા ઉપર રાખોડી ઉડીને પડે છે એ શિવાય બીજો કાંઈ લાભ તને થતો નથી. કઠોર દિલના ઉપરીઓએ તાબાના માણસોપર અતિ સખ્તાઈ પાવરતાં આ અન્યોક્તિનો વિષય વિચારવા યોગ્ય છે.

૧૨ જે લેહેજત આબરૂ ગયાથી મળે, તેને પ્યારી ન જાણવી.

૧૩ જો તારે તારા દોસ્તદારોની ખરી પરીક્ષા કરવી હોય તો તું સંકટમાં આવે ત્યારે તેમની સહાય માગજે.

૧૪ જે સખસ તમારા ઓરડામાં એકલો હોય ત્યારે તમારા કાગળ પત્રો જુએ તેને તમારી છુપી વાતો કદી કહેતા ના.

૧૫ આળસાઇ અને ગરીબાઈપર દ્વેષ છે, માટે દરેક પુરૂષ લોકોથી ગરીબાઇ અને આળસાઈ છુપાવવાની બનતી તજવીજ કરે છે.

## ૧૬. સિંહ પ્રત્યે અન્યોક્તિ.

कःकःकुत्र न घुघुरायित घुरीघोरो घुरेच्छुकरः ।
कःकःकं कमळाकरंविमळकं कंतु करी नोद्यतः ॥
के के कानिवनान्यण्यमहिषा नोन्मूलयेयुर्यतः ।
सिंहीस्नेहविलासबद्धवसातिःपश्चाननावेर्तते ॥

સિંહ જ્યાંસૂધી સિંહણના સ્નેહ વિલાસમાં કેવળ લુબ્ધ થઇ રહે છે ત્યાં સૂધી ક્યાં અને કયે સ્થળે શુકરો (ભૂંડ–સુવર) ઉન્મત જેવાં બની ભયાનક ઘુર ઘુર અવાજ કરતાં નથી? કયો હાથી ક. મળ વાળા સરોવરમાંથી કમળનો નાશ કરી ચોખું નથી કરતો? અને ક્યા જંગલી પાડા વનને ઉખેડી નાંખી નિર્મૂળ નથી કરતા? મતલબ કે તેઓ એમ કરેજ. આ ઉપરથી જનાનખાનમાં ગોંધાઇ રહેનાર મોજીલા રાજાને શિખામણ લેવાની છે કે જે રાજા પોતાના કર્તવ્ય ઉપર લક્ષ નહિ આપતાં માત્ર રાણિયોના અને તાયફાઓના રંગરાગમાં ગુલતાન રહે છે તેના રાજ્યમાં, જાુલમી કારભારિયો, લાંચિયા અમલદારો, અને ચોર લૂટારા વગેરે હરામખોર લોકો તથા બીજા જોરાવર રાજાઓ, અનેક તરેહના જુલમ અને ટંટારીસાદ મચાવી તથા નાશકારક હૂમલાઓ કરી રાજ્યની અને રૈયતની પાયમાલી કરી નાંખે છે. સિંહ વનરાજ—જંગલનો રાજા કહેવાય છે અને તેના તાપથી ઘણાં ક્રૂર અને ભયાનક જંગલી પંશુઓ સદા બ્હીતાં રહે છે; પરંતુ તે જો ટાઢો થઇ છાનોમાનો બેશી રહેતો એવાં પ્રાણીઓ બીજાં હલકાં પ્રાણિયોમાં અતિશય ત્રાસ વર્તાવે. તેજ પ્રમાણે રાજા એ પણ દુષ્ટોને દંડ દેઈ રૈયતનું રક્ષણ કરનાર છે તેથી સર્વ મનુષ્યો તેનાથી ડરી પોતપોતાના સ્થાપીત માર્ગે વર્ત્યા કરે છે. પરંતુ તે રાજા જો રાજવહીવટથી કેવળ બેદરકાર રહી કારભારિયોને તેમની મરજી પ્રમાણે વર્તવા દેતો ગરીબ રૈયતનો ઘણા પ્રકારે ઘાણ નિકળી જાય છે અને અંતે રાજા તથા પ્રજા બંનેની ખરાબી થાય છે.

૧૭. જુવાન લોકોના હકમાં કેઇ ચીજ ભલી છે? જવાબ જે અદબ તથા ઈલમનું શિખવું, તેના જેવી બીજી ચીજ ભલી નથી એ નક્કી છે.

૧૮. ખરો દોસ્તદાર તેજ સમજવો કે પોતાના દોસ્તદારોને સંકટમાં દેખી તે સંકટ ટાળવા પોતાના જીવ ઉપર આદરી યત્નકરે છે.

૧૯. જુવાની એ દૈવત છે.

૨૦. સદ્‌ગુણ છે તે અમૂલ્ય સુગંધીઓ જેવા છે, જ્યારે તેને સળગાવવામાં કે કચરવામાં આવે છે ત્યારે તે અતિ સુગંધ આપે છે. સંપત્તિ દુર્ગુણને સારી રીતે દેખાડે છે, પણ વિપત્તિ સદ્‌ગુણને સારી રીતે દેખાડે છે.

૨૧ **शुक्त्यन्योक्तिः**

**वसंतातिलका वृत्तम्.**

रेशुक्तयःपततिवारिदबिंदुवर्गे ।
स्वात्यांविकासयथचेन्नमुखानिदृप्ताः ॥
शुभ्रावएवभवितानफलप्रसूतिः ।
हानिर्नकाचिदपितोयधरस्यतत्र ॥

જ્યારે ન સ્વાતિ મહિ વારિદ હાલ ઓછો,
ત્યારે છિપો! મદધરી મુખ શું બિડો છો?
તેથી તમેજ નહિ મૌક્તિક ગર્ભ ધારો,
કિન્તું ન હાનિ ધનને કશિ, એ વિચારો.

૨૨. નાદાન આદમી ન બોલે તે બેહેતર છે. દાના આદમીને બોલવું મુનાસબ છે, ન બોલવાથી તેનો હાલ છુપો ઢાંકેલો રહે છે, અને નેક ખસલત છે તે તમામ બુરાઈ ઢાંકે છે, અને બદખસલત છે તે તમામ ખુબી ને છુપાવે છે.

૨૩. તું તારો લેણદાર રાખે તો તે ઘણોજ કંજૂસ અને અધીરિયો રાખજે, કેમકે તેથી તું ઉડાઉ અને દેવાદાર થતો બચીશ.

૨૪. જાહેર મત એ બીજું અંતઃકરણ છે.

૨૫. સ્પેનિશ કહેવત—સવારમાં થોડું ખાવું એ બસ છે. બપોરના પૂરું ખાવું તો તે થોડું છે. પણ રાતે થોડું પણ ખાવું તે ઘણું થઈ પડે છે. મતલબ કે રાતે ઘણું ખાવું નહીં. વધારે ખાવાથી અન્નનો પચાવ થતો નથી, અને ઉંઘ પણ બરોબર આવતી નથી.

## ૨૬. મંકોડા પ્રત્યે અન્યોક્તિ.

### શિખરણી વૃતમ્.

વિના બુદ્ધિ બાઝ્યો, સજન પટને લેઈ બચકું,
તને ખેંચી તાણ્યો, અધિક મમતે તો ન અચકું;
તુટી ફૂટી કાયા છુટિ નહીં હઠીલાઈ હલકી,
કમોતે મંકોડા, મતિ વિણુ મુઓ મૂર્ખ મમતી.

ઘણાં માણસો એવાં હોય છે કે જેમાં કાંઇપણ પોતાનો સ્વાર્થ નથી, તોપણ હઠ લેઇ બીજાને ખરાબ કરવાને તાકે છે. એવા માણસોની પરિણામે કેવી ગતિ થાય છે, તે વિષે કોઈ કવિ મંકોડાને કહે છે, સજ્જનના લૂગડાને બચકું ભરી વગર બુદ્ધિએ બાઝેલા એવા એ મંકોડા ! તને દૂર કરવાને સારા માણસોએ ઝાલીને તાંણ્યો, તોપણ તું અચકું (અચકી શકે નહીં એવો) છે. એમ કરતાં છેવટ તું કેડમાંથી તૂટી ગયો, અને તારી કાયા—દેહ ફૂટી તું પ્રાણ મુક્ત થયો, તોપણ તેં તારી હલકી હઠીલાઇ બીલકુલ છોડી નહીં. એથી હે ! મમતી અને મૂર્ખ મંકોડા તું છેવટે કમોતે મૂઓ.

૨૭. સર્વમાં બુરૂ—જબુન આદમી તેને જાણવું કે જે શરાબ ઘણીવાર પીતો હોય, કહે છે કે આબરૂનું જવું તે અરધું મોત જેવુંછે.

૨૮. જુવાન વિધવાની સંગમતાં રહેવાથી કોઇક દિવસ આબરૂને ખાંપણ બેસે છે.

૨૯. બુઢ્ઢાએ જુવાનીની આશા બાંધવી તે, જુવાને નાનપણમાં આવવાની વેતરણ કરવા સરખું ફોકટ છે.

૩૦. તમે તમારૂં મોઢું આરશીમાં જુઓ. જો તે તમને ખૂબસુરત જણાય તો એવી રીતે સદાચરણથી વર્તો કે જેથી તેને લાંછન ન લાગે. જો તમારૂં મોઢું તમને કદરૂપું કે બેડોલ માલમ પડેતો એવી રીતે સદાચરણથી ચાલો કે તે ખોડ ઢંકાઇ જાય.

### बिडालान्योक्तिः ॥

### वसंततिलक छन्दः ॥

रेरेबिडाल! लघुमूषकमांसमत्तः ।

त्वंगर्वमुद्वह सिकिं जनहासहेतुम् ॥
दृष्टामयातुबहवः सदायनतेषु ।
हस्तीन्द्रगण्डदलना अपिसिंहशावाः ॥

તું છે બિડાલ! ખઇ મુષકમાંસ માતો,
લોકો હશે લહિ, નહીં તુજ ગર્વ માતો;
મેં છે દિઠા પ્રણુતશું પ્રીતિ ધારનારા,
સિંહો વડા કરિતણુંશિર ફાડનારા.

૩૨. નફાની આપનારી ચીજ ઘણી ખાધા કરતાં નુકશાન આપનારી ચીજ થોડી ખાવી એ બેહતર છે. ઇયા તે નફા ભરેલી ચીજને પણ ઘણી ખાવી ન જોઈએ.

૩૩. લાગી ભૂખે ખાવું. અને ભર્યા પેટે નહીં ખાવું એ એક સોનેરી કાયદો છે. મહેનત કર્યા પછી તરત ખાવું નહીં, અને ખાવા પછી તરત મેહેનત કરવી નહીં, એ બીજો કાયદો છે. નાહીને તરત ખાવું નહીં, અને ખાઇને તરત સુવું નહીં એ ત્રીજો કાયદો છે. ભેજાંને જેટલી આશાએશની જરૂર છે, તેટલીજ આશાએશ જઠરને પણ જોઇએ.

૩૪. તારા ઉપરીની તારા ઉપર મેહેરબાની છે કે નહીં તે જો તારે જાણવું હોય તો તારે તેમના કોઇ પણ હુકમનો અમલ કરતાં ઢીલ કરવી, કેમકે તેથી જો મેહેરબાની હશે તો ઠપકો નહીં આપતાં દરગુજર કરશે.

૩૫ त्वयिवर्षतिपर्जन्ये सर्वेपल्लविताद्रुमाः ॥
अस्माकमर्कवृक्षाणां पूर्वपत्रेषुसंशयः ॥

આકડો વર્ષાદને કહે છે કે—હે વર્ષાદ, તારા વરસવાથી સઘળાં ઝાડ પત્રવાળાં થશે, પણ મારે હાલ જે પત્ર છે તે પણ રહેશે કે નહિ એનો મને સંશય છે. મતલબ કે વરસાદ આવવાથી બધાં ઝાડને નવાં પાંદડાં આવશે પણ આકડાને જે પાંદડાં હશે તે પણ ખરી

પડશે એવી ભીતિ તે રાખે છે. એ ઉપરથી શિખામણ લેવાની છે કે, કોઇ સત્પુરૂષના રૂડા કાર્યથી જગતના ઘણા ભાગને લાભ થાય તેમ હોય, તો પણ જે દુર્જનોને એથી હાનિ થવાની ધાસ્તી હોય તેઓ એની વિરૂદ્ધ પોતાના અણગમાનો બકબકારો કરે છે. જેમ ચંદ્રના પ્રકાશથી પૃથ્વી વાસિયો પ્રસંન થાય છે પણ તેમાં ચોર તથા ભૂંડાં કામ માટે ભટકનાર જેઓ અંધારાને ઇચ્છે છે તેઓ એ પ્રકાશને નિંદે છે. વળી જેમ ન્યાયી રાજકર્તાના અદલ ઇનસાફથી પ્રજા સંતોષ પામે છે ને સુખી થાય છે, પણ દુરાચારી દુષ્ટ માણસો પોતાની બુરી મુરાદો પાર પડી નહિ શકાયાથી તેની વિરૂદ્ધ બોલે છે. એવાઓને ફિસટા ભાષણથી અદલ ન્યાયી પુરૂષ ડગતા નથી પણ પોતાના કલ્યાણકારી કામમાં મચ્યા રહે છે. તેવીજ રીતે જો આકડાનાં પત્ર ખરી પડશે એવી દયા આણીને વર્ષાદ વરસે નહિ તો જગતમાં દુષ્કાળ વર્તી હાહાકાર થઇ રહે.

૩૬. બદજાત આદમી જુનાં લુગડાંની મીશાલે છે.

૩૭. લાંચના પૈસાની હવેલી કરતાં લાંચ ન લેવાની શક્તિની હવેલી ઘણાં વર્ષ સુધી શોભીતી રહે છે.

૩૮. તારી સ્ત્રીના પેટમાં તારી કહેલી છાની વાત ટકે નહીં તે જોવું હોય તો તારે પોતાની આબરૂને તથા મિલકતને કાંઇ પણ નુકશાન ન થાય એવી જુઠી પરંતુ અચંબો ઉપજાવે એવી વાત તેને કેહેવી. અને કહેવું કે આ વાત કોઈ બીજાને કરવા જેવી નથી. તેમ છતાં તે વાત કોઇને કહે તો જાણવું કે તેના પેટમાં વાત ટકી શકશે નહીં.

૩૯ **आम्रान्योक्तिः**

**वसंततिलका वृत्तम्.**

रेरेरसालतरुसारवचोविधेहि
वासान्तिकीस्वफलपल्लवपुष्पलक्ष्मिः ।
तावद्विकस्वरापिकाद्विजसात्कुरद्रा

ड्न्याश्रितोऽसिकलभैशलभैश्चयावत् ।

રે આમ્ર શ્રેષ્ઠ તરૂમાં સુણ હું કહું તે,
પત્રો ફુલો ફળથિ શોભિત તું વસંતે;
જ્યાં સુધિ હસ્તિ તિડ સત્વર ના સતાવે,
દે લાભ કોકિલ, સુકંદિનને તું ભાવે.

"કહેવત છે કે કાળ જાય અને કેહેણી રહી જાય" એ ઉપ-રની અન્યોક્તિ બરોબર સિદ્ધ કરી આપે છે. તેમાં કવિ કહે છે કે હે આંબાના ઝાડ તું મારૂં વચન સાંભળ કે તારી ફળફુલ અને પાં-દડાંની શોભા વસંત ઋતુમાંજ રહે છે માટે જ્યાં સુધી તિડો અને હાથીનાં બચ્ચાં તુરત તને વ્યગ્ર નકરે ત્યાં સુધી મધુર સ્વરવાળાં કોકિલ અને બીજાં પક્ષિયોને તારો લાભ આપ. એ ઉપરથી શિ-ખામણ એટલી લેવાની છે કે કોઈ પ્રસંગ યોગે હરકોઈ પ્રાણી ઉ-ચ્ચ સ્થિતિને પહોંચે, તો તેણે તે સ્થિતિમાં નિરાભિમાન રહી પો-તાની મોટાઇને આશ્રયે બિજા લાભ પામી શકતા હોય તો તેમને ખુશિથી લેવા દેવો અને એમ નક્કિ માનવું કે આની આ અવસ્થા નિરંતર રેહેનાર નથી. માટે 'સમય આવ્યો તે ન ચૂકતાં પોતાના પરોપકારનો ભાર બિજા ઉપર રહે તેને માટે બનતો પ્રયત્ન કરવો જેથી જ્યારે તે પાછો નબળી હાલતમાં આવે ત્યારે તેના ઓશિંગ-ણ જનો આભારનું સ્મરણ રાખી પોતાનાથી બનતો દિલાસો અને સહાય સન્માન પૂર્વક આપવા તત્પર થાય. જેઓ અભીમાન માની ઉચ્ચ સ્થિતિથી લોકોને ત્રાસજનક થાય તે અંતે પોતાની દુર્દશામાં એકલો પડી મહા પીડાને ગ્રહે છે. કારણ કે વાસ્તવિક જોતાં કોઈ-ની એક સરખી સ્થિતિ રહી નથી. જેમ વસંત ઋતુમાં આંબો પ-રમ શુશોભિત થાય છે છતાં તેને તિડો તથા હાથીનાં બચ્ચાંનો ભ-ય છે. તેમ હરેક સુજ્ઞજને પોતાની અવસ્થા બદલાઈ કેવી થશે અને ક્યારે થશે એનો મિથ્યા નિશ્ચય કરી ન બેસતાં વેળાસર તેનું સાર્થક કરવું. જેથી તે સદા સુખનો અનુભવ કરનારૂં થાય.

૪૦ અક્કલમંદ આદમી તેને જાણવો કે જે પોતાની તકસીર

થોડી હોય તો પણ ઘણી કરી જાણે.

૪૧. જેવી તરવારની ધાર ચાટવી, જેવી સિંહને બાથ ભીડવી, જેવું સર્પનું મુખ ચુંબન કરવું, એવી રાજસેવા છે. માટે રાજસેવા કરવાની મારી ઇચ્છા નથી. સ્વાધીનપણું છોડીને પરાધિપણું કોણ લે ?

૪૨. કોઇ પણ ગામની સમૃદ્ધિ તેની પાણિઆરિયો બતાવી આપે છે અને કોઇ પણ શેહેરની સમૃદ્ધિ તેની બજાર બતાવી આપે છે.

૪૩. अन्तर्वसति मार्जारी शुनीवा राजवेश्मनि ।
बहिर्बद्धोऽपि मातङ्गस्ततः किं लघुतां गतः ॥

બિલાડી અથવા કૂત્રી રાજમહેલમાં રહે છે, અને હાથી બહાર બંધાય છે, તે છતાં હાથીને શું લઘુતા આવે છે—હાથીનું માન ઘટી જાય છે ? જેવી રીતે રાજાની પાસે કામ કરનારા માણસો અને તેમના નોકર ચાકરો શુદ્ધાં ઘણા આબરૂદાર માણસોની ઉપેક્ષા કરે છે અને એમ સમજે છે કે અમે હજુરના માણસો છિયે તેમની આગળ બીજા ગમે તેવા મોટા માણસો હોય તે શી બિશાતમાં છે !! આવા અપાત્ર માણસો મિજાજની ખુમારીમાં બહારના સારા માણસનું સન્માન સાચવતા નથી તેથી શું તેવા માણસોની પ્રતિષ્ટા કાંઇ કમી થઇ જવાની કે ? કદી નહિ. અને જબરાની પાસે રહી ફુલાઇ ગયેલા હલકા માણસોની આબરૂ શું એથી વધી જવાની છે ? ના એમ કદી બનેજ નહિ. એતો જે હુવા તે હુવા. ઉપર કહ્યા પ્રમાણે રાજદરબારની કૂતરી અથવા બિલાડી જેમ બહાર બાંધેલા હાથીની બરોબરી કરી શકે નહિ તેમ એવા નીચ માણસો ઉંચની પંક્તિમાં કદી આવવાના નહિ. ઓછી અક્કલને લીધે મદાંધ બની તેઓ ગમે તેમ સમજે કે વર્તે પણ દુનિઆ તો જે ખરૂં હશે તેજ કહેશે અને સમજશે. માટે એવા પાતળ પેટા માણસોએ ઉપરની શિખામણ ગ્રહણ કરવી જોઇયે.

૪૪. નાદાન આદમી પાસે બેસવું તે જીવની બીમારી જેવું છે. કેહેવત છે કે “ નાદાનકી દોસ્તી, જીવકા જાન. ”

૪૫. ખાલી કોથળિયે ઉભું રહેવું એ અતિ કઠણ છે.

૪૬. જો તારે તારા ધંધાથી વહેલાં પરવારી દરરોજ નિવૃત્તિ મેળવવી હોય તો તારે દરરોજ સવારે વહેલાં ઉઠી કામે વળગવાની ટેવ રાખવી.

૪૭. આશા સિવાય દુઃખીની બીજી કોઈ દવા નથી.

૪૮. ભૂંડા કામથી દ્રવ્ય મેળવવું નહીં, કેમકે તે ભૂંડા કર્મનું પાપ આપણ એકલાનેજ લાગેછે, ને પૈસો સર્વ કોઈ ભોગવે છે.

૪૯. હરગીજ એ ફીકર વગર વિચારથી ન રહેવું, કાંજે જીવતું આદમી વગર વિચારથી મુડદા જેવું છે.

૫૦. જો તારે જાણી જોઇને દેવાળું કાઢવું હોય તો તારે તારા ગજા ઉપરાંત જોખમનો તથા સટ્ટાનો વેપાર કરવો.

૫૧. નાદ છે તે પાંચમો ઉપવેદ છે. તે સુખિયાને સુખ સિંચે છે. દુઃખિયાને હર્ષ ઉપજાવે છે. સાંભળતાં મન હરે છે. કામદેવનો એ આગલો દૂત છે. અતિ ચતૂર હોય તે નાદને જાણે છે. સ્ત્રીઓને નાદ ઘણો વહાલો છે.

૫૨. વ્યવહારની વાતમાં યોગ્ય ઉદારતા તથા યોગ્ય કંજુસતા માણસને મોટે દરજ્જે ચઢાવેછે.

૫૩. उर्णनाभान्योक्तिः ( કરોળિયા પ્રતિ ઊક્તિ. )

**वसंततिलकम्.**

कृत्वोदरायबहुजन्तुवधायजालम् ।
त्वंतन्तुवायहृदयेभवमावलिप्तः ॥
धन्यास्तएवसुदुकूलदचीनकीटाः ।
तप्तोदकेपरहियपतान्तियेवै ॥

ભક્ષાર્થ જાળ રચિને જીવ મારવારે,
ના ધાર ગર્વ ઉરમાંહિ કરોળિયારે;

ઉને જળે પડિ સહે પરકાજ પીડા,
તે ધન્ય વિશ્વમહિ રેશમનાજ કીડા.

૫૪. હરેક કોઈને તેના ઇલમ—વા અક્કલ આબરૂ પ્રમાણે આપવી મુનાસબ છે.

૫૫. જો લાભ છે તો એથી બીજા અવગુણથી શું? જો ચાડિયાપણું છે તો એથી બીજા પાપથી શું? સાચ છે તો તપથી શું? પોતાનું મન પવિત્ર છે તો તિર્થથી શું? જો પોતાનો મહિમા છે તો ઘરેણાં પહેરવાથી શું? સાચી વિદ્યા છે તો ધનથી શું? અને જગતમાં અપજશ છે તો મૃત્યુથી શું?

૫૬. પડતી દશામાં પુરૂષને અથવા સ્ત્રીને સવળા ઉદ્યમ પણ વખતે અવળા થઇ પડે છે માટે એવી વખતે જે જે ઉદ્યમ કરવો તે તે પૂર્ણ વિચાર કરીને કરવો. કોઈપણ ઉદ્યમ નશીબને આધારે કરવો નહીં.

૫૭. अधः करोपि रत्नानि मूर्धना धारयसे तृणम् ।
दोषस्तवैव जलधे रत्नं रत्नं तृणं तृणम् ॥

હે સમુદ્ર! તું રત્નને નીચે રાખે છે અને તૃણને માથા ઉપર રાખે છે, પરંતુ તે તારોજ દોષ છે; રત્ન તે રત્ન અને તૃણ તે તૃણજ છે.—રત્નને નીચે—તળીએ—સમુદ્ર જેમ રત્નને તળિયે રાખી તૃણ જેવા ક્ષુલ્લક પદાર્થને પોતાના માથા ઊપર—સપાટી ઉપર—રમતું રાખે છે, તેમ કેટલાક મોટા લોકો સારા સંભાવિત અને પ્રતિષ્ટિત પુરૂષોની સંગત અને સલાહનો અનાદર કરી વખતે કોઇ કમજાત માણસોને હૈયાના હાર અને મોઢાના પાન બનાવી દેઇ તેમનીજ આંખે દેખે છે, એટલે તે જે કહે તે ખરૂં, અને બીજાઓનું ખોટું એમ સમજે છે. આમ બને ત્યારે પછી અપાત્ર માણસો ફુલાઇ જાય એમાં શૂં આશ્ચર્ય? જો કે આખરે તો જે સત્ય હોય તેજ સિદ્ધ થાય છે, પરંતુ ઉપર ઉપરથી જોનાર તુરત વિચારના માણસો એવા વ્યવહારથી ઘણી વખત છેતરાય છે. જેમને રત્નની કીમત છે તેવા માણસો તો સમુદ્રને તળિયેથી પણ તેમને મેળવેછે,

અને સપાટી ઉપર તરતાં સેંકડો તૃણના સામું પણ જોતા નથી. તેમ સમજુ માણસો છે, તેઓ તો મોટા માણસે ફુલાવી દીધેલા માણસોની, અને લાયક છતાં કર્મ સંજોગે દબાઇ રહેલાઓની કીમત સમજે છે અને વિચારીને જેમ ઘટે તેમ તેમની સાથે વર્તે છે. નીચ માણસોને મોઢે ચડાવી ખુશી થનાર મોટા માણસો પોતે તથા તે માણસો એ બંનેની આખરે ઘણી માઠી દશા થાય છે; માટે જેને જેમ ઘટે તેમ રાખવું એમાંજ સુખ અને શોભા છે.

૫૮. દીલની મુરાદ-બર ના આવે તે બેહેતર છે કે જે મુરાદ કોઇ નીચા, નાલાયક આદમી પાસે માગવી પડે.

૫૯. જ્ઞાન મેળવવાનો ભાવ જીવતરનું સુખ વધારે છે. માણસના મનને ઉચ્ચ કરે છે. વસ્તીમાં મનરંજન કરે છે. એકાંત વાસમાં આનંદનો ઓઘ તેની પાસે લાવી ધરેછે. લોભ, લાલચની સામે તે ધીંગી ઢાલ છે. વિપત્તિમાં શાતા વાળેછે. અને જો તમારે જ્ઞાનના ગ્રાહક થવું હોય તો ઘરકૂકડા થઇ બેસી રહેશો નહીં.

૬૦. તર્ક બુદ્ધિ કરતાં અનુભવ બુદ્ધિ ઘણી કામની છે અને તે જુવાન કરતાં ઘરડામાં ઘણી હોયછે માટે વિદ્વાન જુવાનની સલાહ ન લેતાં સાધારણ વૃદ્ધ અનુભવીની સલાહ લેવી એ આપણને આપણા કામમાં જશકારક થઇ પડેછે.

૬૧. काकस्य गात्रं यदि कांचनस्य, माणिक्यरत्नं यदि चंचुदेशे ।
एकैक पक्षे ग्रथितं मणीनां, तथापि काको नतु राजहंसः ॥

કાગડાના અવયવ સોનાના હોય, ચાંચ ઉપર માણેક વગેરે રત્નો હોય, દરેક પાંખ ઉપર હીરા માણેક જડ્યાં હોય, તો પણ રાજહંસની યોગ્યતા તેને પ્રાપ્ત થશે નહિ. જો કે મિથ્યાભિમાની દુષ્ટ માણસ આડંબરથી સજ્જન દેખાવા કે કહેવરાવા ગમે તેટલા આઢોપચાર કરે તોપણ તેના ગુણ કર્મ પ્રમાણેજ લોકો તેની તુલના કરે છે. ઉપર કહ્યા પ્રમાણે જેમ શણગરાયલો કાગડો રાજહંસની બરાબરી કરી શકતો નથી તેમ એવા ઢોંગી પ્રકારથી ઇષ્ટ ફળ પ્રા-

પ્ત નહિ થતાં કોઈ વખતે ઉલટું દુઃખ ઉત્પન્ન થવાનું. માટે દરેક જણે પોતાની યોગ્યતા પ્રમાણેજ વ્યવહાર ચલાવવો એ સલામતી ભરેલું અને સુખકર્તા છે.

૬૨. બખોલ પાસે સવાલ કરવો તે પોતાની આબરૂ ગુમાવવી છે.

૬૩. નીતિના જાણ નિંદા કરો કે સ્તુતિ કરો. લક્ષ્મી આવો કે જાઓ. આજ મૃત્યુ થાઓ કે યુગ પછી થાઓ. પણ ધીર પુ-રૂષો એક ડગલું પણ ન્યાય પંથ છોડીને ચાલતા નથી.

૬૪. વ્યભિચારી મનુષ્યનું મન હડકાયલા તથા કોહોવાયલા કૂ-તરાની પેઠે ઠામ ઠામ ભમતું ફરે છે. તેથી તે વખતે અકસ્માત મરણ પામે છે.

૬૫ **सिंहान्योक्ति.**

**वसंततिलका वृत्तम्.**

प्राप्तोऽयथामंपिपरांक्षुधितोमृगेन्द्रः
प्राणान्तकालनिकटास्थितजीवितोपि ।
सिंहोजहातिनहित्स्वमहोनिजंयत्
तद्रूपमेवपरमं खलु धीरतायाः

કષ્ટીત કાય કૃષ ભૂખથી થૈ ગયેલો,
પ્રાણાન્તકાલ સમયે ભયથી ભરેલો;
સિંહો તથાપિ નિજ પ્રાકૃમ કેમ છોડે,
ધીરે રહી રિપુતણા શિશને મરોડે.

ધીર પુરૂષની ધૈર્યતાનું ચિત્ર આ અન્યોક્તિ ઉપરથી તાદૃષ્ય જણાઇ આવે છે, કે કવિ કહે છે કે "કષ્ટને પામ્યો એવો અને અત્યંત ભૂખ્યો એવો પણ મૃગેન્દ્ર જે સિંહ, તે પોતાના પ્રાણના અંતકાળના સમિપને વિશે સ્થિર છે જીવીત જેનું એવો છે તોય પણ પોતાના પરાક્રમનો ત્યાગ કરતો નથી. તેજ નિશ્ચય ધીરજનું

પરમ રૂપ છે." આ ઉપરથી એટલું સમજવાનું છે કે પરાક્રમી મનુષ્યો પોતાનું પરાક્રમ બતાવવા વખતે ગમે તેટલા કષ્ટની પણ દરકાર રાખતા નથી અને પોતાનું પ્રાબલ્ય પૂર્ણ પ્રકાશિત કરે છે.

૬૬. પાદશાહે રૈયતને તપાસવી જે મીસાલે માળી ઝાડ ફુલને તપાસે છે તેમ.

૬૭. મોટા વૃક્ષ તળે ઉભા રહેવું, કે જેની છાયા શીતળ હોય, કદાપિ વૃક્ષથી ફળ ન મળ્યું તોપણ છાયાતો મળશેજ.

૬૮. તું માથે આવી પડેલી આફતથી એકદમ ગભરાઈશ નહીં પણ જેમ બને તેમ તે દૂર કરવા પયત્ન કરજે કેમકે એમ કરવાથીજ તું તેમાંથી મૂક્ત થઇશ.

૬૯. **शार्दुलविक्रिडीत वृत्तम्.**

कोवीरस्यमनाखिनःस्वविषयःकोवाविदेशस्तथा
यंदेशश्रयतेतमेवकुरुते, बाहुप्रतापार्जितम् ।

૭૦. હકીમ લોકોની તાબેદારીમાં રહેવું વ્યાજબી છે.

૭૧. એકજ જન્મ લે છે. એકજ મરણ પામે છે. પુન્યના અથવા પાપના ફળને એકજ ભોગવે છે. નરકમાં પણ એકજ પડે છે. મોક્ષ પણ એકનેજ મળે છે. વાસ્તે કોઈ પણ કર્મ વિષે કોઇ કોઇને સહાય થતો નથી. જે જે કાંઇ કરે છે તેજ તેનાં ફળ ભોગવે છે.

૭૨. માણુસ ઘણા ખત્તા ખાય છે ત્યારેજ ખબડદાર અને હુંશિયાર થાય છે માટે ખત્તા ખાવાથી અકળાવું નહીં.

૭૩. यद्दंष्ट्रानखलाङ्गुलप्रहरणःसिंहोवनंगाहते
तस्मिन्नेवहताद्विपेन्द्ररुधिरै, स्तृष्णांछिनात्त्यात्मनः ॥

સામર્થ્યવાન પુરૂષ અથવા પ્રાણી ગમે ત્યાં જાય ત્યાં તે પોતાની ધારણાને પરિપૂર્ણ કરે છે. તેને પોતાની કે પારકાની ભૂમિ વિષે ધાસ્તી રહેતી નથી. જ્યાં જાય ત્યાં પોતાના બાહુબળવડે કરીને વિજય મેળવવાને તે ખંતી હોય છે. તે કદીપણ નથી કોઇની

ધાકથી ધીમો પડતો કે નથી કોઈના પરાક્રમથી પરાજય થવાની ધાસ્તી રાખતો. નથી તે સ્વભૂમિમાં સંતોષ માની બસી રહેતો કે નથી તે પરભૂમિમાં દુઃખમાં દટાઈ રહેલો દીસતો. નથી તેને પારકા બળ ઉપર આધાર રાખવાની કુટેવ કે નથી તેને ચિંતામાં ચકચૂર બની બેસી રહેવાની—અવળી આદત. નથી તે શત્રુ સમીપે ખડો રહેવાનો કાયર કે નથી તેને અબળા સમાન ખુણો શોધવાનો રીવાજ. શુરવીર પ્રાણી જ્યાં જાય છે ત્યાં પોતાના બાહુ બળવડે વિજય મેળવે છે. કવિ કહે છે કે,—જે વીર અને ધીર પુરૂષ છે, તેને પોતાનો અને પારકો દેશ શું છે, તેનું કાંઇ લાગતું નથી. તે જે દેશમાં જાય છે ત્યાં પોતાના બાહુ બળવડે પોતાની ઇચ્છાને યોગ્ય ફળ પ્રાપ્ત કરે છે. જેમ સિંહ છે તે પોતાનું કે પારકું વન નહિ ગણતાં જ્યાં જાય ત્યાં મોટા વનના હાથીઓનો સંહાર કરી તેના રૂધીરવડે પોતાની તૃષ્ણાને પાર પાડે છે." ઓહો ! આ શ્લોક શું દેશાટણ કરવાનો ઉત્તમ માર્ગ બતાવતો નથી ? આ શ્લોક કાયર પુરૂષોને હિંમતવાન બનાવી પરદેશમાં પીડા પામવાની ધાસ્તી દુર કરતો નથી ? એતો નક્કી છે કે સામર્થ્યવાન પુરૂષ જ્યાં જાય ત્યાં ફતેહ મેળવે છે. પણ કાયર પુરૂષ પરદેશમાં જઇ શું ધાડ મારવાનો છે ? આ ઉપરથી સાર એટલોજ લેવાનો છે કે ધૈર્યવાન અને શક્તિવાન પુરૂષોએ પરદેશમાં પીડા પામવાની દેહેસત દુર કરી દેશાટણ કરવું. દેશાટણ કરવાથી અતિશય લાભ છે.

૭૪. બદન મેલું હોય તે ઉપર લેબાસ પેહેરવો મુનાસબ નથી.

૭૫. સમુદ્ર ઉપર વરસાદ વરસે છે તે વ્યર્થ છે, કેમકે ત્યાં તે નિરૂપયોગી છે. જે તૃપ્ત, એટલે બીજાના અન્નની ઇચ્છા કરતા નથી તેમને ભોજન આપવું વ્યર્થ છે. જે ધનવાન છે તેમને દાન આપવું વ્યર્થ છે. અને દહાડે દીવો કરવો વ્યર્થ છે.

૭૬. દુનિયામાં ડાહ્યા કહેવાવું હોય તો ગમે તેમ કરીને પૈસો પેદા કરતાં શિખો અને દુનિયામાં ડાહ્યા કહેવરાવવું હોય તો ઇશ્વર સંબંધી જ્ઞાન પેદા કરતાં શિખો.

## ૭૭ भ्रमरान्योक्ति.

### વસંતતિલક વૃત.

શક્તિ વિના તો બણુ બણે સ્વર તો કઠોર;
સ્પર્ધા કરે [1]ગુરૂ તણી, ધરી દંશ જોર;
શું મચ્છરા જગતમાં, મહતા મનાવા;
ના, ના, કરે સરવ એ, નિજ તોલ થાવા.

શક્તિવિના જોર જણાવનારને પાછળથી પસ્તાવાનો વખત આવી મળે છે. સત્તા વિના શુરવીરનું ડોળ ઘાલી ફોગટ ફુલાવું તે ચડીને પડવા સરખું છે. જોર વિના જબરાઇ બતાવનાર ડોળઘાલુઓ જ્યારે વિપત્તિને વશ થઇ જાય છે, ત્યારે પૂર્ણ પસ્તાવાથી પોકો મુકી રડે છે અને પોતાનાં અવળાં કૃત્યનાં કડવાં ફળ ચાખી વિમાસણને વશ થાય છે. એવા ફોગટ ફીસીઆરી કરનારા લેભાગુ ડોળ ઘાલુઓ પ્રથમથી કશો વિચાર કરતા નથી, અર્થાત તેને પ્રથમ કશો વિચાર સુજતો નથી. તે તો પોતાનું ધાર્યું પૂર્ણ પવીત્ર ગણી તેમાં અમૃત સરખાં મિષ્ટ ફળ મેળવવાની આશા રાખે છે, પણ કડવાં વાવી મિઠાં મેળવવાની આશા પાર પડે ક્યાંથી? આ સ્વપ્નવત્ સંસારમાં લાંબો વખત સૂધી જાણે પોતાને રહેવું હોય, બીજા જલદી મરશે અને પોતે અવિચળ રહેવાનો હોય તેમ ખોટી મમતાના મોહમાં લુબ્ધ બની લાખોની લાલચના હવામાં કિલ્લા બાંધે છે. તેનાં ફળ તેને તો સારાં નિવડી શકતાં નથી પણ ઉલટાં દુઃખદ થઇ પડે છે. એવા શક્તિહિણ શુરવીરને કવિ કહે છે કે,—"હે ભ્રમરા! તું શક્તિ વીનાનો છતાં નાહક બણબણાટ શા માટે કરે છે અને તારા કઠોર સ્વરને કાઢી કંટાળો શા માટે આપે છે? તારાથી વધારે બળવાન એવા મહાન પુરૂષોની સ્પર્ધાથી તું શક્તિવંત, બળવંત કે બુદ્ધિવંત ગણવાનો નથી; પણ તું તારા મત્સરે કરીને ઉલટો હલકો ગણવાનો છે. તું તારા દંશવડે કરીને અથવા કઠોર સ્વરના જોરને લીધે જો શક્તિવંતમાં ગણાવા ઈચ્છતો હોય તો તેમાં તું ઠગાય છે

[1] પોતાની વધારે બળવાન અથવા મહાન પુરૂષોની.

કારણ કે અહંકારને વશ થએલા એવા તને સર્વ કોઇ હલકોજ ગ-ણશે.” આ અન્યોક્તિ ઉપરથી એટલોજ સાર સમજવાને છે કે જે માણસ પોતાનામાં પુરી શક્તિ નહિ હોવા છતાં બીજા શક્તિવંતની સોડે જઇ હુંપદમાં અંધ બની પોતાનું પ્રાબલ્ય બતાવવા પ્રયત્ન કરે તે પોતાને હલકો ગણવા સારૂંજ. માટે કોઇએ આપ બડાઇ બતાવવા ખોટાં ફાંફાં મારવાં નહિ. પોતાની શક્તી જો વધારે હશે તો તેના પરિક્ષકો વગર કહ્યે શોધી કાઢશે.

૭૮. બચપણમાં અથવા શરમ નહીં હોય તેને બદ જાણવો.

૭૯. બચ્ચાંને બગાડવાની રીત.—૧. જે માગે તે આપો. ૨. મોઢાં પર તેની તારીફ કરો. ૩. તેને ગમે તેવા સોબતીમાં ફ-રવા દ્યો. ૪. તેને ગમે તેવું વાંચવા દ્યો. ૫. કોઈનું ભૂંડું બોલે તે સાંભળી હસો. ૬. રાતની વેળાએ છુટા ફરવા દ્યો.

૮૦. આથમતા સૂર્યનાં કીરણ મધ્યાનના સુર્યનાં કીરણ કરતાં ઠંડાં પણ લાંબાં હોય છે. તેમજ વૃદ્ધ પુરૂષના વિચાર જુવાન પુરૂષના વિચાર કરતાં ઠંડા પણ લાંબા હોય છે. (દીર્ઘ દ્રષ્ટીવાળા).

## ૮૧ सागरान्योक्ति.

### अनुष्टुप वृत.

वातोल्लासितकल्लोल, धिक्तेसागरगर्जनम् ।
यस्यतीरेतृषाक्रान्तः, पान्थः पृच्छतिवापीकाम् ॥

પવનથી શું કરે શોર, ધિક ધિક સાગર ગર્જના;
તૃષાતુર તીરે આવી, કરે કૂપની પ્રાર્થના.

આ સંસારમાં અગાધ દ્રવ્યના ભંડારથી અથવા અગાધ વિ-દ્યાના ભંડારથી અથવા સાધિકારના ભંડારથી કોઈ કૃતાર્થ થયો હોય એમ પોતે માનતો હોય તો તે તેની મૂર્ખતા છે એમ સમજવું. પ્ર-પંચ સમુહમાં રહીને પ્રપંચથી સંગ્રહ કરેલી ઇસ્ટ વસ્તુનો જ્યારે રૂડો ઉપભોગ થાય જ્યારે તે વસ્તુ માત્ર આપણાજ મનુષ્ય વર્ગમાં

સમાન ભાગે વિસ્તારાય-જ્યારે નિરાશ્રીતના આશ્રીત રૂપ થવાય ત્યારેજ કૃતાર્થપણું પ્રાપ્ત થાય છે, એમ સમજવું. કવિ કહે છે કે "પવનથી ઉત્પન્ન થયેલો તારો કલ્લોલ છે એવા હે! મહાસાગર! તારી ગર્જનાને ધિક્કાર છે કારણ કે તારે તીરે કોઇ પણ તૃષા પીડિત વટેમાર્ગુ આવી કુવાનો શોધ કરે છે" યદ્યપિ સાગરમાં અખુટ અને અગાધ જળ ભરેલું છે, પરંતુ તે તૃષાતુર પાન્થને શા ખપનું? કૃપણતાથી અગાધ સમૃદ્ધિ પોતાના ખજાનામાં ભરી રાખી પણ ભુખના દુઃખથી ટળવળતા દીન અનાથને જે શરણ સ્થાન નથી તેને એની અગાધ સમૃદ્ધિ મહાસાગરના ખારા પાણીની જેમ તુચ્છવંત છે. તેને તો રંક પણ કોઇ ઉદારનોજ આશ્રય શોધવો પડે છે. સ્વાર્થના પડળથી અંધવત બની તે સમૃદ્ધિના યોગથી ગાડી, લાડી ને વાડીની મજાહ ભોગવી ધોંધાટ મચાવી મુકવો અને પોતાના અનાથ આશ્રિતોને દુઃખમાં પીડાતા જોવા, તેવા મુર્ખ ગૃહસ્થોની ગૃહસ્થાઇને ધિક્કાર છે. યથા વા અનેક પરાકાટા સહન કરી અનુપમ વિદ્યા ધારણ કરી પંડિત બન્યા, પરંતુ પોતાની પંડિતાઈનો લાભ પ્રજાને ન આપ્યો; તેની પંડિતાઇને પણ ધિક્કાર છે. અથવા ભાગ્ય યોગના ઉદયથી કોઇ રાજ્ય યોગ પામી રાજદ્વારે પ્રધાન થયા અથવા રાજ્યપદ પામ્યા, તદપી તેવા અધિપ્રત્યથી દીન પ્રજાના દુઃખની દરકાર ન રાખતાં તેઓના દુઃખમાં વૃદ્ધિનું મુળ થઇ પડી, અન્યાય અને કપટમાંજ જન્મ ગાળે તેવા અધિકારિના અધિપ્રત્યને પણ ધિક્કાર છે; અર્થાત સાર એજ છે કે હરકોઇ પુરૂષાર્થ પ્રાપ્ત કરી પોતાના જાત ભાઇને તેવો પુરૂષાર્થ કામ ન આવ્યો તો, તેનો પ્રાપ્ત કરેલો પુરૂષાર્થ વ્યર્થ અને ધિક્કારને પાત્ર છે!

૮૨. દાનાવ આદમી તેને જાણવો કે જે જૂલમ કરવાનું કૌવત રાખતો હોય પણ હરગીજ તે પ્રમાણે કરે નહીં.

૮૩. આ જગત ચક્રની પેઠે ફરતું છે, તેમાં મોત વિનાના કોણ જન્મે છે? જે જે જન્મે છે તે તે મરે પણ છે. પરંતું તેનુંજ જન્મવું સફળ છે કે જેનાથી આખા કુળને મોટાઈ મળે; જે

સુપાત્ર થાય, ને જે પરોપકારી થઇ લોકહિત કરે.

૮૪. પુરૂષે સસરાથી, બ્રાહ્મણે યજમાનથી, અને સ્ત્રીએ ધણી-થી રીસાવું એ આવતી લક્ષ્મીને પાછી વાળવા બરોબર છે.

૮૫. લક્ષ્મિની સ્તુતિ પૂર્વક ધનમદાંધ જનોવિશે અન્યોક્તિ.

## शार्दूलविक्रिडित वृतम्.

यद्गर्वेणकुलंविचारयतिनो, धर्मस्वकीयंतथा;
मान्यान्मानयतेनकोविदूजनान्, जानातिनोसद्गुणान्
आत्मानं परमेश्वरंभुवियथा, जातंजनोमन्यते;
तांलक्ष्मींप्रणमामिगर्वजननी, नित्यंसुखार्थंसतां ॥

લક્ષ્મીના અતિ ગર્વથી કુળતણા, ધર્મો નથી ધારતો;
ડાહ્યાને સદગુણિ તણા ગુણ તણું, માને ન સ્વીકારતો,
પોતાના જીવનેજ પૃથ્વિ તળમાં, ધાતા રૂપે જે ગણે;
માતા ગર્વ તણી હમેશ સુખને, માટે હું વંદુ તને.

આ અન્યોક્તિ ધનના મદવડે કરીને જે પુરૂષો અત્યંત ગ-ર્વિષ્ટ બનેલા છે તેને અત્યંત બોધ આપનારી છે. કવિ કહે છે કે "જે પુરૂષ લક્ષ્મિના ગર્વવડે કરીને કુળને અથવા ધર્મને વિચારતો નથી અને માન કરવા લાયક—ડહાપણ વાળા જનોને જેના ગર્વથી માન પણ આપી શકતો નથી, સદગુણને પણ જાણતો નથી અને પોતા-ના આત્માનેજ આ પૃથ્વિ તળને વિષે ઇશ્વર ઉત્પન્ન થયો હોય એ-મ માને એ બધુ જેના ગર્વથી છે એવી લક્ષ્મિ ગર્વની ઉત્પન્ન ક-રનારી—માતાને હમેશાં સત્પુરૂષના સુખ માટે પ્રણામ કરૂં છુ." કવિએ સ્તુતિ કરીને કહ્યું છે કે લક્ષ્મિ છે જે તે સત્પુરૂષોના સુખ-ની આપનારી છે. અને તેના આશ્રિતો જે ધનિકો છે તે ધનના મદવડે છકી ગયેલા હોવાથી યોગ્ય માન્ય આપતા નથી અને વિદ્વા-નો વૃદ્ધ મનુષ્યો અને તત્વવેતાઓની અવગણના કરે છે. દુનિયા-માં ઇશ્વરરૂપ પોતાનેજ ગણે છે. જ્ઞાનવાન, બુદ્ધિવાન, ધૈર્યવાન, સં-પત્તિવાન અને ગુણવાન તે પોતાનેજ ગણે છે. એવા ધનિકોએ સ

મજવું જોઇએ કે દુનિયામાં પોતે ધનવાન હોઈને મગરૂર ન થવું પણ યોગ્ય જનોને યોગ્ય સન્માનથી યોગ્ય રીતીએ માન્ય આપવું અને દેશ કલ્યાણુ—દેશોદય તરફ પુરતું લક્ષ આપી પોતાની યોગ્ય ફરજ બજાવવી, તેથી તમારી પ્રસંશા થયા વિના કદિ રહેશે નહીં.

૮૬. બુરાઇથી દૂર રહેવું તે ઉપકાર નેકીનો સરદાર છે.

૮૭. ફળ પામવાથી જેમ ઝાડ નમે છે, પાણી વધારે થવાથી જેમ વાદળાં નમી નીચાં પડે છે, તેમ સુપાત્ર જનો વિદ્યા અને દ્રવ્ય અધિક પામવાથી અધિક નમ્ર થાય છે, પણ છકી જઇ ઉન્મત્ત થતા નથી.

૮૮. ખાધાગળો એ સ્ત્રી તથા પુરૂષના દ્રવ્ય સંગ્રહને ઘણો ખલેલ પહોચાડનારો છે.

## ૮૯ मद तजवा विशे.

### अनुष्टुप वृतम्.

वस्तु लघ्वपिनो निन्दे, त्सर्वं युक्त्योपयोगिकम्
तृणमप्युद्धतान्नागान्, बद्धुंसंहत मीप्यते ।.

હલકી પણ વસ્તુને, યોગ્ય જાણી ન નિંદશો;
તૃણ પણ મત્ત હાથીને, બાંધવા યોગ્ય જાણુશો.

સ્વદેશ બાંધવો, આ આર્યભૂમીની અંદર કેટલાક લક્ષ્મિના મદે કરી મત્ત થયેલા, કેટલાક વિદ્યાના મદે કરી મત્ત થયેલા અને કેટલાક કુટુંબના મદે કરી મત્ત થયેલા લોકો જે, દુર્દશામાં લીન થયેલા દીન જનોને નિરંતર નિંદે છે, તેઓને પરાભવ કરવામાં પ્રયત્ન કરે છે અને તેઓને કશી જાતની મદદ ન આપતાં બને તેટલી દુઃસ્થિતિ કરવા ચહે છે તે, તેઓની (મદાંધ જનોની) મોટી મૂર્ખતા છે કેમકે માણસને આ દુનિયામાં ક્ષણ પછી શું થશે તે જાણુવામાં આવતું નથી. ત્યારે વૃથા સુખના ગર્વથી અભિમાની થવું એ ઘણું ભુલ ભરેલું ગણાય. વળી એવોજ કોઇ દૃઢ નિયમ નથી કે જેઓની સારી સ્થિતિ હોય, તેઓની નિરંતર સારીજ રહે અને

જેઓની દુર્બલ હાલત હોય, તેઓની નિરંતર દુર્બલજ રહે તેમ એવું પણ ઘણીવાર આપણા જોવામાં આવ્યું છે કે, જેઓ સમૃદ્ધિની વૃદ્ધિથી ભરપૂર હતા, જેઓ દીનજનો ઉપર દૃષ્ટી કરવી તેને પણ કૃપા વૃષ્ટિ રૂપ સમજતા જેઓ મનુષ્યોને હોંકારો આપવો તેને પણ મેહેરબાની રૂપ માનતા અને જેઓ લક્ષ્મિના અનિવાર્ય મદમાં મગ્ન રહેતા; તેઓજ દીન જનોનાં મુખો સામું જોનારા, તેઓજ દુર્દશાના કોલાહલથી કાનને ક્લેશ ઉપજાવનારા અને અત્યંત દુઃખાન્વિત જોવામાં આવ્યા છે ને એવીજ રીતે જેઓ સાવ સુખની આશાથી હીન હતા. દુઃખ રૂપ સમુદ્રમાં લીન જણાતા અને અત્યંત દીન દશા ભોગવતા; તેઓજ અસંખ્ય સંપત્તિથી પરિપૂર્ણ સુખ માનતા હોય નહીં શું, તેમ જોવામાં આવ્યા છે માટે ભવિષ્યનું કે ઇશ્વરેચ્છાનું કોઇને જ્ઞાન થતું નથી, એમ ધારી ગમે તેવી હલકી વસ્તુ હોય તેને પણ નિંદવી નહીં; કારણ કે તેજ વસ્તુ યુક્તિથી ઉપયોગમાં લીધી હોય તો ઘણીજ સરસ થઇ પડે છે. જેમકે તૃણ બહુ હલકું ગણાય છે પણ તેને એકઠું કરી રાંઢવાં (દોરડાં) બનાવ્યાં હોય તો મોટા મદોન્મત હસ્તિયોને બાંધવા વગેરેના ઉપયોગમાં આવે છે. તેમ જે જે વસ્તુઓ છે તે, સર્વ મનુષ્યને ઉપયોગીજ છે, માટે તેઓને યોગ્ય રીતે ઉપયોગમાં લેવી એજ આ શ્લોકનો ખાસ અભિપ્રાય છે.

૯૦. સારાં કામ કીધાથી ઉપકારનું કામ થાય છે. માટે જ્યાં તક બની આવે ત્યાં સુધી કરતા રહેવું.

૯૧. વરસાદના ઝાપટાથી પૃથ્વીપર પડેલા છાંટા કોઇ કદાપિ ગણી શકે, દુનિયા માંહેના રજકણોની ગણત્રી પણ કદાપિ કોઇ કરે તો કરે, સમુદ્રનાં અસંખ્ય મોજાની પણ કદાચિત્ કોઇ ગણના કરે, પણ માબાપના ગુણોની ગણતી કોઇથી થઈ નથી, અને થવાની પણ નથી.

૯૨. કરજ કરીને ઘર કરવું નહીં પરંતુ કરજ કરીને કૂવો કરવો કે જેથી દર વરસ અમૂક રકમ ઉત્પન્ન થઇ તેનું વ્યાજ વળતાં નફો પણ રહે.

૯૩. જેણે પહેલી અવસ્થામાં વિદ્યા સંપાદાન ન કરી, બીજી અવસ્થામાં ધન સંપાદન ન કર્યું, અને ત્રીજી અવસ્થામાં કીર્તી ન મેળવી, તે ચોથી અવસ્થામાં શું કરી શકશે?

૯૪. શિખેલો સખસ અજ્ઞાની સખસને ઓળખી શકે છે. કેમકે તે પોતે પણ એક વખત અજ્ઞાની હતો. પણ અજ્ઞાની સખસ શિખેલા સખસને ઓળખી શકતો નથી, કેમકે તે પોતે કદી શિખ્યો નથી.

૯૫. જે ફાયદો જૂલમ કરવાથી મળે તે ફાયદો ન જાણવો. બલકે નુકશાન છે.

૯૬. ઘરમાં વરા કરતાં વિશેષ રાંધવું નહીં કેમકે વિશેષ રાંધેલું બીજે દિવસે ઉપયોગમાં આવે નહીં અને આખરે રાંધેલું સઘળું વરી જાય. કેહેવત છે કે "રાંધેલું વરે પડે અને બોલેલું બહાર પડે."

૯૭. સર્વ માણસો કુદરતથી એક સરખા છે, પણ કેળવણી તેઓ વચ્ચે ફરક પડે છે.

## ૯૮. सुनृप विशे.

### शार्दूलविक्रिडीत वृत्तम्.

येरक्षन्तिनिजाःप्रजाःप्रतिदिनं, पुत्रान्स्वकीयान्यथा
येनीतिंप्रतिमर्वदास्वमनसा, प्रीतिंपरांकुर्वते ।
दुष्टानांदमनंरिपुप्रहरणं, येकर्तुमुत्साहिन,
स्तेधन्याःखलुराज्यभारधरणे, योग्यानृपाःसम्मताः ॥

જે રાજા સ્વપ્રજા તણી પ્રીતિ થકી, રક્ષા કરે સર્વદા,
આનંદે ગણી પુત્ર તુલ્ય સ્વપ્રજા, તેની હરે આપદા;
સંહારે ખળને હણેછ રિપુને, ઉત્સાહ હૈયે ધરી,
એ રાજા નકી ધન્ય છે શિર પ્રજા, રાખેજ પ્રીતિ ખરી.

રાજાના ધર્મો યોગ્ય રીતે જાણનાર અને તે પ્રમાણે વર્તનાર ધર્મરાજા આ દુનિયામાં થોડાજ હશે. પોતાની પ્રજાના પિડનથી પોતે પીડાતા પંડિત પ્રૌઢ વિચારના પ્રજા સુખકર રાજાઓ દૃષ્ટિએ

દેખવા તો કઠિન છે પણ કાને સાંભળવા એ પણ કઠિન છે. પોતા-ની પ્રજા દુખમાં ડઠાએલી, જુલમમાં ઘેરાયેલી, વગર વાંકે આંધળા અધિકારિયોના હાથમાં દામથી દંડાએલી, ન્યાયથી બેનસીબપણાના ભોગમાં સપડાયલી અને વ્યાજબી પોકારને પણ યોગ્ય ઉત્તર નહીં મળવાથી ફિકરમાં ફસાએલી દ્રષ્ટિએ દેખવા છતાં જાણે આંખે આં-ધળો થયો હોય, પીડાતી પ્રજાના વ્યાજબી પોકાર કાને સાંભળવા છતાં જાણે બેહેરો થયો હોય, પોતે છત્રપતિના સિંહાસનપર બિરાજી મહારાજાની પદ્ધિ ભોગવવા છતાં જાણે એક દુખીઆરી પ્રજાનો પિ-ડાતો દિન પ્રાણી હોય, અક્કલવાનની ગણનામાં ગણાતો કિમતી હિ-રો છતાં જાણે અક્કલનો દુષ્મન-મૂર્ખ હોય તેવો પ્રજાના પ્યારથી બેનસીબ રાજા એક નકામા પ્રાણી કરતાં પણ નકામો છે. તે રાજ્ય ગાદીએ બેસનાર પ્રજા શુભેચ્છક રાજા નથી પણ એક જીવ અહિ-ત ચર્મનું પુતળું છે. તે પ્રજાપર સર્વમાન્ય સત્તા ભોગવવાને બી-લકુલ યોગ્ય નથી. તે હજારો પ્રાણિયોના આધારરૂપ અધિકાર ભો-ગવવાને ઘટિત નથી. સર્વ પ્રજાના સુખનો દોર સાચવનાર, નીતિ અને ન્યાયની ખરી ખૂબીને હાથ પકડનાર, પોતાની પ્રજાના સુખ દુઃખના આધારરૂપ ફરનાર અને અદલ ન્યાયના યોગ્ય કાંટાને હાથ-માં પકડનાર મૂર્ખ રાજા જોઇએ નહિ પણ અક્કલવંત અને સ્વતંત્ર વિચારનો નીતિજ્ઞ પુરૂષ રાજા હોવો જોઇયે. કારભારિના કરેલા ઠ-રાવને વગર વાંચવે સહીનું બલાડું તાણી આપનાર રાજા જોઇયે નહિ. પણ તે ઠરાવ અવલથી આખર સુધી વાંચી વ્યાજબી ગેર-વ્યાજબીની તુલના કરી શકે તેવો રાજા હોવો જોઇયે. અધિકારિ-યોના આંધળા અમલમાં થયેલાં અયોગ્ય કામને ઢાંકપિછોડો કરનાર રાજા જોઇએ નહિ પણ તેનો યોગ્ય તપાસ કરી યોગ્ય ઈનસાફ આ-પનાર રાજા હોવો જોઇયે. કારભારીના અયોગ્ય વિચારને અનુસરીને ચાલનાર રાજા જોઇયે નહિ પણ તે કારભારીને પોતાની બુરી વર્ત-ણુકનો બીજી વખત લાભ લેવા ઇચ્છા ન થાય તેવો બંદોબસ્ત ક-રનાર રાજા હોવો જોઈયે. કવિ કહે છે કે "જે રાજાઓ પોતાની પ્રજાનું દિવસ દિવસ પ્રત્યે પોતાના પુત્રની પેઠે રક્ષણ કરે છે અને

નીતિ પ્રત્યે પોતાનાજ મન થકી પરમ પ્રીતિ કરે છે. દૂષ્ટનું દમન કરવું, શત્રુને પ્રહાર કરવા એ કામમાં ઉત્સાહવાળા જેઓ છે, તેજ રાજાઓને નિશ્ચય ધન્ય છે. રાજ્ય કારભારના ધારણને વિષે યોગ્યજ રાજાઓ માનવા લાયક છે." આ ઉપરથી એટલોજ સાર સમજવાનો છે કે, રાજાઓએ ન્યાય અને નીતિથી રાજ્ય ધર્મ પ્રમાણે વર્તિ પ્રજાનો પ્યાર મેળવવો એજ રાજાનું ભૂષણ છે.

૯૯. જે સખસ પોતાનું પેટ ભરવાની કોશીશ કરે છે તેની ખસલત કદી સરમવાની નહીં.

૧૦૦. પૈસો રળી જાણે તેના કરતાં સાચવી જાણે તેનામાં વધારે ડહાપણ સમજવું.

૧૦૧. જેટલું આવ્યું અને ભોગવ્યું તેટલુંજ ધનાઢયનું ધન છે. મરે છે ત્યારે તેનું ધન તેની સાથે જતું નથી.

### શાર્દૂલવિક્રીડિત.

માથે વાળ રહિત સુર્ય કિરણે પીડા ઘણી વેઠતો,
છાયા તાડ તરૂની જોઇ હરખી, આવી તહાં બેસતો;
ઉંચેથી ફળ જોરથી પડયું નીચે, ને શીર ફુંટયું તદા,
માટે ભાગ્ય રહિત ઠામ સઘળે, પામે સદા આપદા.

### ૧૦૨ नसीब विषे.

### शार्दूलविक्रिडीत वृतम्.

खल्वाटोदिवसेस्वरस्याकिरणैः, सन्तापितोमस्तके
वांछन्देशमनातपंविधिवशा, त्तालस्यमूलंगतः ।
तत्रोच्चैर्महताफलेनपतता, भग्नंसशब्दंशिरः
प्रायोगच्छतियत्रभाग्यरहित, स्तत्रापदांभाजनम् ॥

ભાગ્યહિણ પુરૂષ ભાગ્યવાન થવાની ઇચ્છા રાખતાં છતાં પણ દુ:ખના સપાટામાં સપડાઈ જાય છે. અણુધારી આફતનો ભોગ તે થઇ પડે છે અને નહિ ધારેલી મુસબતો માથે વેઠવાનો વખત તેને

નજદીક નજદીક આવતો જાય છે. સુખ મેળવવાના સઘ ઉપાય તે સદા ખોળ્યા કરે છે, તોપણ સુખ ધારેલે ઠેકાણેથી વગર ધારવે દુઃખના પંજામાં પકડાય છે. કવિ કહે છે કે, "કોઇ એક ટાલવાળા માણસના ઉઘાડા માથા ઉપર સુર્યનાં કિર્ણ પડ્યાં, તેથી તેનું માથું તપી ગયું, અને છાયાવાળી જગા તરફ ચાલતાં દૈવ યોગથી તાલના ઝાડ નિચે આવી ચડયો, ત્યાં તે ઉપરથી એક મોટું ફળ પડયું તેથી તડાકો થઇને તેનું માથું ફુટી ગયું, માટે ભાગ્ય રહિત પ્રાણી જ્યાં જાય છે ત્યાં દુઃખનું પાત્ર છે એટલે દુઃખ આવી પડે છે." આ ઉપરની સિદ્ધ થાય છે કે,—ભાગ્યહિન પુરૂષ ગમે તેટલો પ્રવાશ કરે, ગમે તેટલા ઉપાય કરે, ગમે તેટલી ચાકરી કરે, ગમે તે જપ કરે, ગમે તો તપ કરે, ગમે તો વ્રત કરે, ગમે તો ધ્યાન કરે, ગમે તો સાધુ સંતની સેવા બજાવે, ગમે તો પરોપકાર કરે, ગમે તો સુખ શોધે, અને ગમે તો સારો આશ્રય શોધે પણ ફૂટેલા નસીબનું ફુટેલું ફળ તેને અણધાર્યું આવી મળે છે. "જ્યાં જાય ત્યાં નસિબ બે ડગલાં આગળનું આગળ," તે મુજબ થાય છે. નથી તેને પ્રયાસના યોગ્ય ફળની પ્રાપ્તિ થતી, કે તેને સેવા બજાવ્યાનું સઘ ફળ મળતું. તેને સારા આશ્રયનો પ્રતાપ ફાલતો કે, નથી તેને પૂર્ણ પ્રયાસનો લુમખો જડતો. નથી તેને ધારેલા મનોરથ સફળ થતા કે, નથી તેની અધણારી આફતો અટવાઇ જતી. નથી તેના પુન્યનો પ્રતાપ પ્રકાશિત થતો કે, નથી તેને સત્સંગનું સુફળ સત્વર આવી મળતું. નથી તેને હૃદયની હામ પરિપૂર્ણ થતી કે, નથી તેનો કલેશનો કુપ પુરાઈ જતો. તેને માથે જે અણધારી આફતનું વિચિત્ર વાદળું સદાને માટે ઝઝુંમતું રહેલું હોય છે, તે તુરત તુટી પડે છે. અરે! આશું? ભાગ્ય દેવીની બલિહારી !!!

૧૦૩. જે સખસની ઉમર ખુશી સુખમાં નહીં ગુજારે તે કાંઈ ઉમરમાં દાખલ ન જાણો.

૧૦૪. હું નથી ઘરડો થવાનો અને હું નથી કદી મરી જવાનો એમ સમજીને વિદ્યા તથા ધન મેળવવાં, અને હમણાં મરી જઇશ, એમ જાણીને ધર્મ કરવો.

૧૦૫. ક્રોધ ન કરવાનાં કામ કરાવે છે માટે ક્રોધ તજવો એ વધારે સારૂં છે.

## ૧૦૬ સદ્‌ગુણની શોભા.

### शार्दूलविक्रित वृत्तम्.

काविद्याकवितांविनार्थिनिजने, त्यागःविनाश्रीश्चका
कोधर्मःकृपयाविना क्षितिपतिः, को नामनीतिं विना ।
कःसूनुर्विनयंविना कुलवधुः, कास्वामिभक्ति विना
भोग्यं किं रमणीं विना क्षितितले, किंजन्मकीर्तिविना ॥

સદ્‌ગુણને શોભા પમાડનાર એવા થોડા સદ્‌ગુણ પણ માણુસને વધારે શોભાવે છે. એવા જરૂરિયાતના ગુણો જો માણુસમાં હોય તોજ તે પોતાના ગુણને યથાસ્થિત શોભાવી શકે છે. કવિ કહે છે કે,—"કવિતા વિનાની વિદ્યા શા કામની, અર્થિ જન ત્યાગ કરે તો તે શા કામનો, લક્ષ્મિ વિના ધર્મ શા કામનો, દયા વિના રાજા શા કામનો, નીતિ વિના નામ શા કામનું, વિનય—નમ્રતા વિના રૂપ શા કામનું, કુળવાન સ્ત્રી પણ સ્વામિ ઉપર ખરો ભાવ રાખનારી—પતિવૃતા ન હોય તો શા કામની, સરખી વયનાં દંપતી વિના ભોગ્ય વસ્તુઓ શા કામની, અને આ પૃથ્વિ તળને વિષે કિર્તિ વિના જન્મ શા કામનો?"

૧૦૭. જે સખસ હરેક કામ બે મરતબે ચૂકી જાય તેને દાનાવ આદમી કરી ન જાણુવો.

૧૦૮. આપણે આપણા હાથે જે પૈસો પેદા કર્યો હોય, તે પૈસો બીજાને હાથે ન વાપરવા દેતાં જે હાથે પેદા કર્યો હોય તેજ હાથને વાપરવા દેવો એ વધારે સારૂં છે.

૧૦૯. એમ કર્યાથી મારૂં શું થશે? અને ન કર્યાથી શું થશે? એમ વિચારી કાંઈપણ કામ કરે, કે ન કરે, એજ માણુસ ડાહ્યો.

### શાર્દૂલવિક્રીડિત.

દેખે ચોર ન દૃષ્ટિથી કરિજ દે પ્રાપ્તિ સદા સૂખની,

દેતાં જાચકને વધે મન ન બી-તી મૃત્યુના દુઃખની;
વિધારૂપજ દ્રવ્ય ને અચલ જે પંડીત પાસે વસે,
એવા પંડિતને કહો નૃપતિયો સ્પર્દ્ધી[1] થવા કો ધશે.

## विद्या विषे.

## शार्दूलविक्रीडित वृतम्.

११० हर्तुर्याति न गोचरं किमपिशं पुष्णातियत्सर्वदा
ह्मर्थीभ्यःप्रतिपद्यमानमनिशं प्राप्नोतिवृद्धिपराम् ॥
कल्पान्तेषु न हि प्रयाति निधनं विद्याख्यमंतर्धनम्
येषांतान्प्रतिमानमुझ्यत नृपाः कस्तैःसहस्यर्धते ॥ १ ॥

વિધારૂપી ગુપ્ત ધન, હરનારાઓથી અગોચર છે; સર્વદા સુખનું પોષણ કરે છે; માગનારાઓને આપવાથી નિરંતર વૃદ્ધિ પામે છે; કલ્પાન્તે પણ નષ્ટ થતું નથી; એવું વિધારૂપી ગુપ્ત ધન જેઓને છે તેને ઓ ભુપતિયો! પૂર્ણ માન આપો. તેની સાથે કોણ સ્પર્ધા કરી શકે?

## शिखरणी वृतम्.

वरंगर्भस्त्रावी, परमपिचनैवामि गमनं ।
वरं जातप्रेतो, वरमपि च कन्यैव जनिता ॥
वरं वन्ध्याभार्या, वरमपि च गर्भेयुवसातिः ॥
नचाविद्वानरुप, प्रविणगुणयुक्तोपि तनयः ॥

ગર્ભસ્રાવ થાય, અથવા તો સ્ત્રી સંસર્ગ ન થાય તેજ સારૂં; કદાપિ પ્રેત જન્મે તે પણ ઉત્તમ; કન્યા જન્મ પણ તેથી ઉત્તમ; સ્ત્રી વાંઝણી રહે તે પણ ઠીક; અથવા ગર્ભમાં ગર્ભ સમાઇ જાય તે પણ ઉત્તમ; પરંતુ રૂપ ગુણ અને દ્રવ્યથી યુક્ત છતાં જે વિદ્વાન નથી તે તનયને અતિ દુષ્ટ સમજવો.

---

૧. બરોબરી કરનાર.

समुद्रामिवदुर्धर्षं नृपभाग्यमतःपरम् ।

संयोज्यातविधैव नीचगापिनरंसारित् ॥

નીચને ગયેલી વિદ્યા પણ, જેમ નીચાણમાં વેહેતી નદી સમુદ્રને મળે છે તેમ રંક પુરૂષને શચતુલ્ય બનાવે છે. અહા !! તે ભાગ્ય મોટું છે.

૧૧૧. કોઇ હાજતમંદ આદમીની હાજત આજ બર આવતી હોય તો તે કાલ ઉપર ન નાંખવી કેમકે કોઈને માલમ નથી કે કાલ શું થશે.

૧૧૨. આંગણે આવેલા ગરીબ ભીખારીને ધક્કા મારી ધમકાવ્યા કરતાં અધોળ અનાજ આપી સંતોષવો એ ઘણું સારૂં છે કેમકે એથી ઇશ્વર રાજી રહે છે.

૧૧૩. વરસાદના પાણી જેવું બીજું નિર્દોષ નિરોગી પાણી નથી, પોતાના બળ જેવું બીજું કાંઈ બળ નથી, આંખો જેવું બીજું તેજ નથી, ધાન્ય જેવું બીજું કાંઇ પ્રિય નથી. જો બધીએ વસ્તુઓ અથવા અનેક વિષય અનુકૂળ હોય, તો પણ તે અન્ન જેવી તૃપ્તી આપી શકતું નથી. વાસ્તે સૌથી ધાન્યજ પ્રિય છે.

**અથવા વસંત તિલકા.**

સારૂં ઇઆ નડતું જે કંઇ કૃત્ય[1] હોય,
પ્હેલેથિ પંડિત જનો પરિણામ[2] જોય;
કાંકે[3] ઉતાવળથિ કામ કરેલું સાલે[4],
શલ્યા[5] પડે હૃદયને[6] થઈ અગ્નિ બાળે;—

---

૧. કામ.
૨. તેનું અંતે શું ફળ થશે?
૩. કારણ કે.
૪. નડે છે.
૫. બાણનો આગ્ર ભાગ.
૬. ચીતને.

## मालीनो वृत.

सगुणवदगुणद्वा, कुर्वताकार्यमादौ,
परिणतिरवधार्या, यत्नतःपंद्दितेन,
अतिरभसकृतानां कर्मणामाविपत्ते,
भवति हृदय दाही, शल्यतुल्योविपाकः ॥

ગુણહિણુ ગુણુ વાળાં, કાર્ય આરંભ કર્તા.
દ્રઢ શુભ પરિણામો, પંડિતો ચીત ધર્તા.
ફળ વગર વિચારે, જો કદી કાર્ય થાશે;
મરણ લગણુ ચિત્તે, શલ્ય તુલ્યે ભરાશે.

ગુણુ વાળું કે ગુણુ વિનાનું કામ કરવું તે પેહેલાં પંડિતે પ્રયત્નથી તેના પારણામનો નિશ્ચય કરવો કારણ કે વિચાર્યું ન હોય એવું જે કામ કર્યું હોય તેનું ફળ મરણ સુધી શલ્યના સરખું હૃદયને દાહ કરનારૂં થાય છે.

૧૧૫. ગેર વખતે બોલ્યા કરતાં ચુપ રહેવું બેહેતર છે. અગર જે કાંઇ બોલવાથી નુકશાન નહી હોય તોપણુ બોલવું સારૂ નથી.

૧૧૬. શાંતિ જેવું બીજું તપ નથી, સંતોષથી બીજું સુખ નથી, તૃષ્ણા જેવો બીજો વ્યાધી કોઈ નથી, ને દયાથી બીજો કોઇજ ધર્મ નથી.

૧૧૭. મારી નબળી હાલત કદીપણુ નહીં મટે, એમ સમજી પુરૂષે તે ટાળવા માટે ઉધમ ન કરવો એ મોટી મૂર્ખાઇ છે. કેમકે આ જગતમાં ઘણા ગરીબ માણુસો શ્રેષ્ઠ સુખિયા થઇ પડ્યા છે માટે ઉધમ કરતાં અટકવું નહી. કહેવત છે કે " પુરૂષના કરમ આડું પાંદડું "

૧૧૮ दिवसेनैवतत्कार्य, येनरात्रौसुखंवसेत्
अष्टौमासेनतत्कार्य, येनवर्षासुखंवसेत् ॥ १ ॥
पुर्वेवयसीतत्कुर्या, येनवृद्धःसुखंवसेत्

यावज्जीवेनतत्कुर्या, येनामुत्रसुखंवसते ॥ ५ ॥

દિવસે કામ કરો એવું, જેથી રાત્રે સુખે વસો,
આઠ માસ કરો એવું, વર્ષ સુધી સુખે વસો;
પુર્વાવસ્થા કરો એવું વૃદ્ધાવસ્થા સુખે વસો,
જીવતાં લગી કરો એવું, દેહ છોડયે સુખે વસો.

દિવસે એવું કરવું કે જેથી રાત્રે સુખથી સુવાય, આઠ માસ એવું કામ કરવું કે જેથી ઉતરા વસ્થામાં સુખમાં વસાય અને જીવતાં સુધી એવું કામ કરવું કે જેથી દેહ છોડ્યા પછી સુખે વસાય.

૧૧૯. સાચું બોલવું એ મરતબાને વધારે છે અને નમવું તે મોહોબતને જાદે કરે છે એ નિશ્ચે.

૧૨૦. હે ભાઇ! જો તું એમ ધારતો હોઈશ કે, હું બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરીશ, તો શાસ્ત્રોનો પાર નથી. વિદ્યા પણ ઘણી છે ને આવરદા થોડો છે, તેમાં વિઘ્નો ઘણાં છે. વાસ્તે જે સાર એટલે ખરી વસ્તુ હોય તેનુંજ સેવન કર. દુનિયામાં જેટલું જાણવાનું છે તેટલું તારાથી કદી શિખી શકાવાનુંજ નથી.

૧૨૧. મોટા માણુસની મિલાઈ કરવાથી વખતે તેના મિત્ર અને વખતે તેના દાસ બનવું પડે છે. માટે જરૂર ન હોય તો મોટાં માણસની મિત્રાઇ પડતી મૂકી બરોબરિયા માણસની મિત્રાઇ કરવી. કેમકે બરોબરિયાની મિત્રાઈથી કરી દાસ થવું પડતું નથી.

૧૨૨. **કેહેવું અને કરવું.**

## शालिनी वृत.

गत्वासन्मार्ग स्वयंये परेषां । बोधंसन्मार्गाय कुर्वन्तिगन्तुं ॥
तेषांबोधः सार्थएवेतिमन्ये । ह्यन्येषांतुव्यर्थ आटोप भाजात् ॥

આર્ય બંધવો! જે લોકો મોટાં મોટાં ભાષણો કરે છે, મોટા મોટા નિબંધો રચે છે અને મોટી મોટી સદુપદેશની વાર્તાઓ કરે છે; પણ પોતે તે પ્રમાણે સદાચરણથી ચાલતા નથી. તેઓની પંડિતતાને, તેઓની વકૃત્વ શક્તિને અને દાંભિકતાને ધિક્કાર છે. કારણ

કે, જ્યાં સુધી પોતાના જાણવામાં ખરૂં આવ્યું નથી અને પારકાઓને બોધ કરવામાં આવે છે, ત્યાં સુધી તે નિરર્થક ગણાય છે. આ ઉપરથી કોઇ અર્વાચીન કવિ કહે છે કે,—"જે લોકો પોતે સારે રસ્તે ચાલી, બીજાઓને સન્માર્ગ પ્રત્યે જવાનો બોધ કરે છે તેઓનો કરેલો બોધ સાર્થક સમજવો; અને જે ઉપરથી ડોળ રાખે છે પણ પોતે કુમાર્ગે જનારા છે, તેઓનો બોધ નિષ્ફળ જાણવો." આ ઉપરથી છેવટ એવું સિદ્ધ થાય છે કે, આધુનિક સમયમાં કેટલાક લોકો પોતે સારો બોધ કરે છે અને ફકત ભાષણથી પંડિત પણું બતાવે છે, તેઓએ જેમ બને તેમ વચન પ્રમાણે આચરણ પાળવા ધ્યાન રાખવું તથા સદુપદેશ જારી રાખવો, એજ અમારી વિજ્ઞપ્તિ છે.

૧૨૩. ખામોશી યા ચુપકીદુ રહેવું, તે આબરૂને જાદે કરે છે માટે વાત કરતી વેળાએ બુલંદ અવાજે બોલવું નહીં.

૧૨૪. મંદવાડ—મોટા લોકના ઘરમાં જ્યારે કોઇને મંદવાડ આવે છે, ત્યારે તેની આગતા સ્વાગતા એવી તો ભભકા ભરેલી રીતે કરવામાં આવે છે કે, તે છોડી દઇને મંદવાડને જવું ગમતું નથી.

૧૨૫. મા બાપનું કારજ ૫રી ફરીને આવતું નથી એમ સમજી ઉડાઉપણાથી ગજા ઉપરાંત કરજ કરી વરો કરવો નહીં.

### ૧૨૬ માલતિના પૃષ્પ પ્રત્યે અન્યોક્તિ.

### वसंततिलका वृत.

किं मालती कुसुम ताम्यासे निष्ठुरेण
केनापि यत्किलाविलूनमितोलताग्रात्
लोकोत्तरेण विलसद्गुगगौरवेण
कोनामुना शिरासिनामकरिष्यातित्वां ॥

હે માલતી તુજ લતા સ્થળથીજ તુટી,
તુંને કરી અતિ કઠોર જને વિખુટી;
તેથી ન ખેદ કરતી જરી ચીત સાથે;

તારા ગુણેથી જનને ચડશે તું માથે.

હે માલતિના પૂષ્પ તારી લતાના અગ્રમાંથી તને કોઇ કઠોર માણસે તોડીને તેનાથી વિખુંટું કરી નાંખ્યું છે તો તેથી તું લગારે શોચ કરીશ નહીં. કેમકે તારામાં જે ગુણ રહેલા છે તે વડે કરીને તું ત્વરાથી માણસને માથે ચડીને બેશીશ. શું આ શ્લોક ગુણવાન થવાની સૂચના નથી કરેતો? કરે છે. પણ આપણા હૃદયમાં અસલી ચાલ બેસી ગયેલ છે તેનાથી ગુણવાન થઇ શકાય તેમ નથી. સર્વે સંસારીક સુખનું મૂળ વિદ્યા છે તે જ્યારે આપણાથી વિમુક્ત રહે ત્યારે સુખ–શાંતીનાં આપણને દર્શન થવાં દુર્લભ થાય એ સ્વાભાવિક છે.

૧૨૭. થોડું બોલવાની આદત રાખવી કેમકે ઘણું બોલવું તે ભરતબાને ઘટાડે છે.

૧૨૮. દુનિયાની માયા મિથ્યા છે.—અરે દિલ તું સત્ય કરી માનજે કે આ ભવ જે છે તે ફના થનાર છે, તે માટે એ ભવમાં ફોગટ ગમખાવો એ મોટી ચૂક છે. મેં સારી પેઠે ડાબી અને જમણી ગમ જોયું તો જણાયું કે સઘળા ભાઇબંધુઓ ચાલ્યા ગયા અને હવે આપણો વારો આવ્યો છે.

૧૨૯. પોતાના કુળમાં જે ધંધો ચાલતો આવ્યો હોય, તે ધંધો બીજા ધંધા કરતાં શ્રેષ્ઠ રીતે કરી શકાય છે. કેમકે બચપણથી તે ધંધામાં ઉછરાય છે.

૧૩૦ शोकारातिभयत्राणंप्रीतिविश्रंभभाजनम् ।
केनरत्नमिदंसृष्टांमित्रमित्यक्षरद्वयम् ॥

શોક શત્રુથી જે રક્ષે પ્રીતિનું સ્નાન જે થશે,
કોણે મિત્ર રૂપી રત્ન બે અક્ષરનું કર્યું હશે.

૧૩૧. ગેર વખત હસવું તે ગોઆ રડવા જેવું છે. માટે પોતાની એબ રોજ રોજ જોતા રહેવું.

૧૩૨. જ્યારે પુનામાં પેહેલવેહેલું ઈંગ્રેજી રાજ સ્થાપન થયું ત્યારે ત્યાં હેનરી રોબર્ટસન નામનો કલેકટર હતો, તેને કોઇએ જાુઠા

નામની સહી કરી અરજી આપી. તેમાં લખ્યું હતું કે "સાહેબ લોકનું રાજ ક્યારે જશે ? તેનો જવાબ મળવો જોઈએ." તે ઉપરથી તે સાહેબે તે અરજી નીચે, નીચે મુજબ શેરો કરી, જાહેર રસ્તા પરના દરવાજે ચોડાવી હતી. "અમારા લોકમાં જ્યારે ફાટફુટ થશે, અથવા આ દેશના તમામ લોકોનું એક દિલ થશે, તે દહાડે અમારૂં રાજ જશે, ત્યાં સુધી અમારૂં રાજ જનારૂં નથી."

૧૩૩. કીર્તિ મેળવવા માટે ગજા ઉપરાંત કરજ કરી નાતવરો કરવો નહીં. કેમકે પાછળથી જ્યારે એ કરજ કરેલું વળતું નથી ત્યારે પોતાની સઘળી કીર્તિ જઇ ઉલટી લોકોમાં હાંસી થાય છે.

૧૩૪ दुर्जनवचनांगारै र्दग्धोऽपि नविप्रियं वदत्यार्यः ।
अगुरुरपि विदह्यमानः स्वभाव गंधं परित्यजति किंनु ॥

જેવી રીતે અગુરૂ (એક જાતના સુંગંધીવાળા પદાર્થ)ને બાળી નાંખીએ તોપણ તે પોતાની કુદરતી સુંગંધ છોડતું નથી, તેમજ જેઓ આર્ય (શ્રેષ્ઠ) છે તેઓને દુર્જન માણસો વચનરૂપી અંગારાથી બાળે, તોપણ તેઓ ખોટું ભાષણ કરતા નથી; માટે મોટા તે મોટા ને હલકા તે હલકાજ. મોટા માણસો ચડતી વા પડતી સર્વે સ્થિતિમાં પોતાનો શ્રેષ્ઠ સ્વભાવ છોડતા નથી.

૧૩૫. ચુપકીદ રહેવાથી હરગેજ કોઇ પસ્તાયા નથી મગર બોલવાથી ઘણા લોક પાસે માન થાય છે.

૧૩૬. ભૂખનું મરી જવું, એ મંદવાડની પહેલીજ નિશાની છે. આજારી પડવાની એ કુદરતી આગાહી અને ઇસારત છે. મંદવાડ લાગું થવાની પહેલાં ભૂખ મરતી જવાથી આપણને નોટીસ મળે છે કે થોડા વખતમાં કાંઇ પણ દરદ હુમલો કરનાર છે એ પેહેલીજ ચેતવણીથી ચેતી જવું જોઇયે, અને પેહેલીજ ચેતવણીમાં ઘટતા ઉપાય લીધા હોય તો આવતો મંદવાડ અટકાવી શકાય છે. હવે એ પ્રમાણે ભૂખ મરી ગઈ હોય તો પેહેલો ઉપાય તો એ છે કે વગર ભૂખે અમસ્તુ હોજરૂં ભરવું નહીં કેમકે ભૂખની અરૂચીએ કાંઈ ખાધેલું જરતું નથી, પણ ઉલટું અજીરણ પેદા કરે છે.

થોડી ભૂખે થોડુંક ખાવું એ જરૂરનું છે. પણ એટલુંજ બસ નથી. ખોયેલી ભૂખ પાછી વધારવી જોઇયે. અને જો ભૂખ પાછી વધવા માંડી તો મંદવાડને અટકાવ થયો એમ જાણવું. તાજી હવા, કસરત, હવા પાણીનો ફેરફાર, ખુશમિજાજ, અને સારી સંગત એ ભૂખ ધારવાના રામબાણ ઇલાજ છે. ભૂખ સુધારવાની દવા પણ હોય છે, પરંતુ તે એકલીજ અસર કરી શકતી નથી. કેટલાંક દરદોમાં ભૂખ ઘણી વધી જાય છે, પણ તે ચોકસ દાખલામાંજ બને છે.

૧૩૭. કોઇ માણસ આપણું વિના કારણે અપમાન કરે, તો આપણે તેને સામું અપમાન કરવું નહીં. પણ તે સઘળું મુગે મોઢે સહ્યાં કરવું. કેમકે એમ કરવાથી તે આપો આપ પોતાની મેળે પસ્તાશે. અને વખતે આપણી પાસે માફ પણ માગશે.

घृष्टंघृष्टंपुनरपिपुनः चंदनंचारुगंधं
छिन्नंछिन्नंपुनरपिपुनः स्वादुचैवेक्षुकांडं ॥
दग्धंदग्धंपुनरपिपुनः कांचनंकांतवर्णम्
नप्राणान्तेप्रकृतिविकृतिर्जायतेचोत्तमानाम् ॥

## શાર્દૂલવિક્રીડિત.

ચારૂં ગંધ ઘણી ઘણીજ ઘસતાં, વ્યાપી રહે ચંદને;
છૂંદાશે ત્યમ શેલડી રસ ગૃહે, જો ખૂબ મિષ્ટાશને;
બાળે તેમ અધિક સોનું ચળકે, જો, ઇશની આકૃતિ;
પ્રાણાન્તે પણ સજ્જનોની પ્રકૃતિ, વિકૃતિ ના પામતી.

૧૩૯. ઘણું હસવું, મશ્કરી કરવી, કોઇની એબ જાણવામાં આવે તે ઝાહેર કરવી, તે વ્યાજબી નથી, શા માટે જે તેથી તમો તે સરખા થાઓ છો; વળી ભારબોજમાં એવું રાખ્યાથી હલકાઇ, તોછડાઈ ઝાહેર થાય છે.

૧૪૦. જીંદગીમાં સૌથી સરસ મોજમજા પ્યાર છે, સૌથી ઉત્તમ ખજાનો સંતોષ છે, સૌથી સરસ ખુશી તનદુરસ્તી છે, સૌથી સરસ સુખ ઉંઘ છે, અને સૌથી અસરકારક દવા એક ખરો અને

વફાદાર દોસ્ત છે.

૧૪૧. ઉંઘ, આળસ, આહાર અને મૈથુન એ વધાર્યા વધે અને ઘટાડ્યાં ઘટે. માટે માફકસર રાખવાં એજ સારૂં છે.

૧૪૨ बोधितोऽपिबहुसूक्तिविस्तरैः
किंखलोजगतिसज्जनोभवेत् ।
स्नापितोऽपिबहुशोनदीजलै
र्गर्द्दभःकिमुह्योभवेत्क्वचित् ॥

બહુ વિસ્તારેલાં, સદ વચનથી બોધ કરતાં;
થશે કોણું રૂડા, ખળજન કદિ આ 'જગતમાં ?
કહો બ્હો ન્હાયેલો, અગણિત નદીના જળવડે;
મટીને ગદ્ધાનો, હય સરસ કોદિ શું નિવડે ?

૧૪૩. ગુસ્સાની વખતે તમારી જુબાનને બદ ન બોલવા ઊપર ખૂબ નિધા રાખ્યા કરવી વ્યાજબી છે.

૧૪૪. કીનો—જે કોઇ કીનો લેવાનો ખ્યાલ કરે છે તે પોતાના ઘા તાજા રાખે છે.

૧૪૫. આપણે આપણા મનને વશ ન થવું, પણ ઉલટું તેને આપણા વશ રાખવું કે જેથી આપણે નઠારાં કામો કરી શકિએ નહીં.

૧૪૬ संत्यज्यशूर्पवद्दोषान्गुणात्गृण्हातिपडंतः ।
दोषग्राहीगुणत्यागीपछोलीवाहिदुर्जनः ॥

પંડિત હોય છે તે સૂપડાની માફક દોષ માત્રને (ખરાબ ચીજને) કાઢી નાંખી ગુણ માત્રને (સારી વસ્તુને) ગ્રહણ કરે છે, અને દુર્જન ચાલણીની માફક દોષ દોષ ( ખરાબ ખરાબ ) રાખીને સાર સાર તજી દે છે.

૧૪૭. ગરીબે જબરદસ્ત ઉપર ગુસ્સો કરવો તે અક્કલની નજદીક પસંદ નથી.

૧૪૮. ઘણા માણુસોને પોતાની સહી ગુંચવણુ ભરેલા અ-

ક્ષરે કરવાની ટેવ હોય છે. જેથી એવું દિસે છે કે જાણે તેઓ પો-તાનું નામ લખતાં શરમાતા હોય, અને બીજાઓ નહીં વાંચે તેમ ચાહતા હોય.

૧૪૯. વહુએ સાસુ, સસરો અથવા ધણીને વશ કરવાં હોય તો તેમનાં વ્યાજબી કે ગેરવ્યાજબી વચન ઉથાપવાં નહીં.

૧૫૦ सतांसकृत्संगतमीप्सितंपरं ततः परंमित्रमितिप्रचक्षते ।
तथाफलंसत्पुरुषेणसंगतं ततः सतांसांनिवसेत्समागमे ॥

સારાં માણુસની મુલાકાત એકવાર થાય એટલે તે મિત્ર કહે-વાય છે. સારા માણુસની સંગત કોઇ દિવસ નકામી જતી નથી. માટે હમેશાં તેવાનોજ સમાગમ કરવો. મૂર્ખ માણુસની સંગતથી ઘણી વાર માણુસને હેરાન થવું પડે છે, અને પાછળથી તેને માટે પસ્તાવું પડે છે. માટે હમેશાં સુખ ઇચ્છનારે સુજ્ઞોનીજ સંગત કરવી.

૧૫૧. હરકોઇ સાથે જલદી દોસ્તી કરવી નહીં. અગર કોઈ સાથે દોસ્તી કરવા માગો ત્યારે તેને અજમાવી જોવા, કે તમારી ખાતરને વાસ્તે પોતાની ખાયશને દૂર કરે છે કે નહીં, અગર તમા-રી ખાતરને વાસ્તે પોતાની ખાયશને જ્યારે હાથ ઉઠાવી દે ત્યારે જાણવું જે એ સખસ દોસ્તી કરવાને લાયક છે. નહીં તો એવા આદમીથી સદા દૂર રહેવું મુનાસબ છે.

૧૫૨. લાંબી જીભ અને ટુંકી જીભ—જેની જીભ ઘણી લાં-બી હશે, તે કોઇ દીવસ પોતાનું ડોકું ખોશે, અને જેની જીભ છેક ટુંકી હશે તે પોતાની જાગીરથી હાથ ધોશે, એટલે જાગીર હશે તો તે ખોશે.

૧૫૩. વરણાગીનું મૂળ વાળ છે. માટે વરણાગીઆ પુરૂષને વરણાગી છોડવી હોય તો પ્રથમ માથાના વાળ દૂર કરવા.

૧૫૪ वसंततिलका.

किं गर्जितेन वृषभेण पराजितेन
किं कोकिलेन गदितेन गते वसंते

किं कातरेण बहुशास्त्रपरिग्रहेण
किं जीवितेन पुरुषेण निरर्थकन ॥

હારેલ નાદ કદિ બેલ કરે વળે શૂં ?
વીતે વસંત ગુણ કોકિલ ગાયને શૂં ?
શાસ્ત્રો ભણે બિકણુ તે થકિ ઉકળ્યું શૂં ?
ઉદ્યોગ વિણુ જગમાં જીવવે મળ્યું શૂં ?

૧૫૫. દોસ્ત લોકોને તંગી, સખતીની વખતે પીછાની રાખવા, શા માટે કે તવંગીરીની વખતે સર્વ કોઈ દોસ્ત થાય છે.

૧૫૬. એક ગ્રંથ કર્તા લખે છે કે—સ્ત્રીની ખુબ સુરતીની બરાબર તારીફ લખવી હોય તો વરસાદની કમાનના રંગમાં કલમ બોળી પતંગિયાની પાંખના બનાવેલા કાગળ ઉપર લખવું જોઇએ.

૧૫૭. વહુએ પોતાની નણંદને વશ કરવી હોય તો જેમ બને તેમ નણંદનું કામ પોતે કરવા લાગવું, એટલે આપોઆપ નણંદ પોતે વહુનાં વખાણ કરવા માંડશે.

૧૫૮ मन्दोप्यमन्दतामेति संसर्गेणविपश्चितः ।
पङ्कच्छिदःफलस्येव निकषेणीविलंपयः ॥

જેવી રીતે કાદવને કાપનારા ફલના સંસર્ગથી મલિન પાણી સ્વચ્છ થાય તેવીજ રીતે પંડિતના સહવાસથી મૂર્ખ હોય તે પણ ચંચળ થાય.

૧૫૯. દોસ્ત છે તે દીલને આરામ આપનારા છે, માટે જાદે પેદા કરી રાખવા.

૧૬૦. સોનું જાણે કે સર્વ પ્રકારનું માન હુંજ મેળવું તો ઠીક, પણ તેમ કદી બની શકેજ નહીં, કેમકે લોઢાનું કામ તે લોઢુંજ કરી શકે.

૧૬૧. જ્યારે કોઇ બીજા માણસનો અપરાધ આપણે માથે આવી પડે, ત્યારે આપણે આપણા નિર્દોષપણાથી જેનો અપરાધ આપણા ઉપર આવી પડ્યો છે, તેનું નામ ન દેતાં મુંગે મોઢે તે સહ્યાં કરવું. કેમકે નામ દેવાથી તેઓ ઉલટા આપણા ઉપર ગુસ્સે થાય છે. અને લોકોમાં બરાબર પુરાવો કર્યા વગર આપણું કહેલું

સાચું મનાતું નથી. અને ઉલટા એમ કહે છે કે પોતાના માથેથી અપરાધ ઉરાડી નાંખવા માટે બીજાનું નામ દે છે. માટે ચુપ રહેવું એ ઘણુંજ સારૂં છે. કેમકે આખરે "સત્યમેવ જયતે"

૧૬૨ **वंशस्थ.**

तृणानिनोन्मूलयतिप्रभञ्जनो
मृदूनिनीचैःप्रणतानिसर्वतः
स्वभावएवोन्नतचेतसामयं
महान्महत्स्वेवकरोतिविक्रमम्

કદી મહાવાત નહીં ઉખેડશે,
નમેલ તૃણ કોમળ જાત તેહને;
સ્વભાવ એ મ્હાનજનો તણો ખરે,
બતાવશે જોર બળિષ્ટને જતે.

૧૬૩. દોસ્ત જેમાં આગળ હોય તેને તાજુમ, બરજોરથી આપવી, અને જે લોકો તમાથી દૂર હોય, તેને પુઠ પાછળ ખૂબીથી આદર કરવાથી દોસ્તી જાદે થશે.

૧૬૪. જે મોટી મોટી કબૂલતો આપવાને તૈયાર થાય તે કશું કરી શકવાનો નથી એમ સમજવું.

૧૬૫. જે સ્ત્રીને પોતાના સાસરામાં માન્ય હશે તે સ્ત્રીને પોતાના પીયરમાં પણ માન્ય થશે.

૧૬૬ बालस्यापिरवेःपादाःपतंत्युपरिभूभृताम् ।
तेजसासहजातानांवयःकुत्रोपयुज्यते ॥

જે જન્મથીજ પરાક્રમી અને તેજસ્વી છે તેનાં કૃત્યો માટે વય ઉપર ક્યાં આધાર રહે છે? વા તેનું કોણ જુએ છે? કારણ તુરતનો ઉગેલો સૂર્ય હોય તે પોતાનાં કિરણ પર્વત ઉપર પણ ફેલાવે છે.

૧૬૭. દોસ્ત નાલાયક બુરો આવી મળે ત્યારે દોસ્તી શી રીતે કાપી શકાય? જવાબ કે એક તો તેની મુલાકાતને કમજાતું, તે ખબર

કમલેવી, તેની પાસે સવાલ ન કરવો, આવી રીતે કરવાથી કમી દોસ્તી થયામાં આવશે.

૧૬૮. જેને તારી પાસે પરોપકાર કરવાને પુંજી ન હોય, પણ રળી ખાવા જેટલી શક્તિ કે ઉદ્યમ હોય, અને તારે પરોપકાર કરવો હોય, તો તારે તારા ખાવાના ખોરાકમાંથી દરરોજ દશમો ભાગ અપંગ, આંધળાને આપવો, કે જેથી તું પોતે ભુખ્યો નહીં રહે અને પરોપકાર થશે.

૧૬૯. ચામડી સ્વચ્છ, માથું ઠંડું, પગ સુકા અને કોઠો સાફ રાખજો એટલે વૈદની ગરજ રહેશે નહીં.

૧૭૦. જેને આપણે વિશેષ ચાહતા હોઇયે તેના મનમાં આપણા માટે જેવો પ્યાર હોય તેવોજ ખરી રીતે ચાલવાને માટે ભય હોવો જોઈયે, કેમકે ભય વિના પ્રિત કદી ટકતી નથી.

૧૭૧ एकेनापिसुधीरेण सोत्साहेन रणंप्रति ।
सोत्साहंजायतेसैन्यंभग्नेभङ्गमवाप्नुयात् ॥

રણ સંગ્રામમાં જો એકજ જણ મહા ધૈર્ય વાળો અને ઉત્સોહ વાળો હોય તો તેનાથી આખું સૈન્ય ઉત્સાહ વાળું થાય છે; અને જો એક જણ નિરાશ થઈ નાસવા માંડે તો બધાએ નાસવા માંડે.

૧૭૨. જેમ જેમ આપણી વય વધતી જાય છે તેમ તેમ આપણી હિંમત પણ વધતી જાય છે. માટે દિવસે દિવસે ઉદ્યમ કરવામાં આગળ પડવું પણ પાછળ નહીં પડવું.

૧૭૩. દોસ્ત કીયે કે જે તારી તકશીર થઇ હોય તો તે વિસરી જઇ તને તે વાતનો તાંનો નહી મારે.

૧૭૪. બોલ્યું અબોલ્યું થાય, બોલેલા સાહેદો જતા રહે, સાંભળેલા શબ્દો મરી જાય, પરંતુ લખ્યું મિથ્યા થાય નહિ, કેમકે લખાણું તે વંચાણું.

૧૭૫. કોઇ પણ મનુષ્યે મિથ્યાભિમાનને લીધે અણમાહિતીનું કામ માહિતી ધરાવનાર થઇ માથે લેવું નહી. કેમકે આપણુ

અણમાહિતીને લીધે આખરે તેનું પરિણામ ઉલટું નિપજે છે, ત્યારે આપણી પૂરી ફજેતી થઇ પસ્તાવો થાય છે. માટે બેહેતર છે કે જે કામની જેટલી માહિતી હોય તે કામ તેટલી હદ સૂધી કરવાને માથે લેવું. તેથી વિશેપ લેવું નહીં.

૧૭૬ शमयतिगजानन्यान्गन्धद्विपःकलभोपिसन्
भवतिमुतरांवेगादुग्रेभुजंगशिशोर्विषम् ॥
मुवमाधिपतिर्बालावस्थोऽन्यलंपरिराक्षितुं
न खलु वयसाजात्यैवायं स्वकार्यसहोभरः ॥

## શિખરિણી.

મહા હસ્તી શિશુ, પણ વશ કરે અન્ય ગજને,
મળે વેગે દગ્ર[1] વિશ અતિજ નાના ઉરગને;
તથા નાનો રાજા પણ મુલક રક્ષા કરી શકે,
નકો ઉંચા ગુણો, વય થકી સ્વભાવે મળી રહે.

૧૭૭. કાચો કુંભ જ્યારે ઘણા ઘણા ટપલા ખાઈ ઘડાય છે ત્યારેજ સુંદર સ્ત્રીના શિર ઉપર બિરાજમાન થઇ બજારની જાહોજલાલી જોવા પામે છે, તેમજ મનુષ્ય પણ બચપણમાં ઘણી ઘણી જાતના અનુભવ રૂપી ટપલા ખાંઇ ઘડાય છે ત્યારેજ તે સુંદર રાજમંડળમાં બીરાજમાન થઈ જગતની જાહોજલાલી ભોગવે છે.

૧૭૮. દોસ્ત કરતી વખતે તેનું કામ, ફેલ જોઇને દોસ્ત કરવો, પણ તેના બોલ ઉપર નજર ન રાખવી; શા માટે જે ઘણાક લોક બોલવામાં ભલા છે, ને કામ ઘણાં બુરાં કરે છે, તેથી દોસ્તીને લાયક નથી.

૧૭૯. સ્ત્રીની જાળમાં ફસતો નથી તે શૂરો, સંકટ સમે ડગતો નથી તે ધીરો. સૌને આનંદ આપી પોતાનો સ્વાર્થ સાધે તે ડાહ્યો. જે માણસ નિરૂદ્યોગી છે, તે સર્વનો શત્રુ, જે પુરૂષ તરૂણાવસ્થામાં ધન અને આવરદાપર આધાર રાખતો નથી, પણ એક

---

[1] ઘણીજ ઊંડપથી ફરી વળીને અસર કરનારૂં.

સરખી રીતે ઉદ્યોગમાં મચ્યો રહે છે, તે સાવધ જેને સદા સંતોષ તે ધનવંત, જેની આશાની પરિસિમા નથી તે દરિદ્રી. જેનું મન સ્થિર તે સુખિયો. જે પરોપકારી તે જગત પાલક અને જેની વસ્તુમાંથી બીજાને કાંઇ ઉગારો પડે નહીં તથા જે પોતાનો વૈભવ પોતે એકલોજ ભોગવે તેજ ચોર છે.

૧૮૦. ડાહ્યા માણુસે હરેક જોખમ ભર્યું કામ પોતાનાથી વિશેષ ડાહ્યા માણસની સલાહ લેઇ કરવું એવી રીતે સલાહ લેઈ કામ કરનાર માણસ આ દુનિયામાં કોઇ પણ દિવસ અખડાઇ પડતો નથી, અને હમેશાં પરિણામે સારૂં ફળ મેળવે છે.

૧૮૧ घातयितुमेवनीचःपरकार्यवेत्तिनप्रसाधयितुम् ।
पातयितुमेवशक्तिर्नाखोरूद्धर्तुमन्नपिटम् ॥

## ચોપાયા.

કાર્ય અન્યનાં બગાડવાની, હોય નીચની બુદ્ધિ,
બગડેલું તે સુધારવાની, લગિર હોય નહિ શુદ્ધિ;
પાડિ નાંખવા અન્ન પિટને, મૂષિકમાં છે શક્તિ,
ઠીક મૂકિને સમારવાની, સુઝે ન એને યુક્તિ.

૧. અન્ન ભરવાનાં વાસણ, હાંલ્લાં, માટલાં વિગેરે પાડી નાંખવાની ઉંદરોમાં શક્તિ છે, પણ ઉચકીને પાછાં ઠીક મૂકવાની લગીર પણ શક્તિ નથી, તેમજ નીચ માણસ કોઇનું, અગર કોઇની સાથે એકલું બગાડીજ જાણે છે.

૧૮૨. કોઇ પણ વાંધાનું છેવટ લાવવું હોય તો તમારા પોત પોતામાંજ ચુકાદો કરી નાંખજો, પણ જો તેને વધારવો અથવા લંબાવવો હોય તો વચમાં વકીલને બોલાવજો.

૧૮૩. દોલત અને દુશ્મન વારેવારે હાથ આવતા નથી, માટે એકવાર હાથ આવે તો તેમને પાછાં જવા દેવાં નહીં.

૧૮૪. દોસ્તી કીધા પછી નાલાયક જણાય ત્યારે તે સાથે એવો સલૂક રાખવો કે દુશ્મની ન થાય.

૧૮૫. એરીસ્ટોટલ કહે છે કે—કોઇ પણ ધંધામાં શક્તિવાન

થવાને ત્રણ ચીજની જરૂર છે. ૧. કુદરત. ૨. અભ્યાસ. ૩. અનુભવ.

૧૮૬ स्वभावोनोपदेशेन शक्यतेकर्तुमन्यथा ।

सुतप्तमपिपानायंपुनर्गच्छातिशीतताम् ॥

ગમે તેવા અને ગમે તેટલા ઉપદેશ કરિયે તોપણ જેનો જેવો સ્વભાવ પડયો તે ફેરવવાને આપણે શક્તિવાન નથી. જેમકે સારી પેઠે પાણી તપાવેલું હોય, તોપણ પાછું શીતળ થઇ જાય છે, તેમજ આપણામાં કહેવત છે કે, "પાવે પાનો નવ રહે" અને તેજ પ્રમાણે નીચ માણસોનો નીચ સ્વભાવ સહસ્ત્રાવધી ઉપદેશોથી પણ કદિ સુધરે નહિ.

૧૮૭. મળતાવડા અને શાંત સ્વભાવથી આપણને આ દુનિયામાં અનેક મિત્રો વગર આમંત્રણે ખરા અંતઃકરણથી આવી મળે છે, અને આપણી અડચણની વખતે આપણને અત્યંત મદદ કરે છે.

૧૮૮. સારા માણસની નકલ કરજો, પણ તેમના જેવા છો એમ બતાવવા પ્રયત્ન કરશો નહીં.

૧૮૯. આપણે હરેક હુનર શિખી રાખવો જોઇએ, કારણ કે રાજા અને રંક એ સર્વેને તે પડતી હાલતમાં ઘણો ઉપયોગી છે.

૧૯૦. ગુસ્સો ખાણામાં નીમક માફક રાખવો કેમકે નિમક અંદાજે હોય તો ખાણાને સમારે નહી તો બગાડે.

૧૯૧. ઈશ્વર જેની રક્ષા કરે છે તેને કદાપિ વનમાં મૂકો તો ત્યાં પણ તે બચે છે, અને જેને મારવા ચાહે છે તેને ઘરમાં ગમે તેટલી સંભાળથી રાખો તોપણ તે મરી જાય છે.

૧૯૨ यस्यास्ति सर्वत्र गतिस्सकस्मा

त्स्वदेशरागेण हि याति नाशम् ।

तातस्य कुपोऽयमिति ब्रुवाणाः

क्षारंजलं का पुरुषाः पिबन्ति ॥

ગીતિ.

સર્વ સ્થળે ફરનારો, સ્વદેશ વૈરે નાશ કેમ થાય ?

આપતણો કૂપ છે કહી, કરે લવણ* આયલાજ જલપાન.

૧૯૩. હરેક માણસમાં એકદમ ડાહાપણ આવી જતું નથી. પરંતુ ધીમે ધીમે કામના પ્રસંગ પ્રમાણે અને હરેક કામની પાછળ દૃઢતાથી વળગ્યા રહેવાથી આવે છે. સંગીન અને ખરૂં ડાહાપણ તે આનું નામજ સમજવું.

૧૯૪. જવાબ આપતી વેળાએ ગરમી તુંદી ન કરવી, કેમકે તે ધ્રશી પડવાનો સબબ છે. ઇયા તેના સખસે દુરસ્ત જવાબ પણ અપાય નહીં.

૧૯૫. માણસની દોલત તેની આવક કરતાં તેની સ્ત્રી ઉપર વધારે આધાર રાખે છે.

૧૯૬. કુરૂપથી અળખામણી થયેલી સ્ત્રી હમેશાં આળસથી પરહેજ રહે છે, કેમકે એમ વર્ત્યાથી કુટુંબના માણસોનું ચિત્ત કાંઇક તેની તરફ ખેંચાય છે.

૧૯૭. મનથી જે કામનો નિશ્ચય કરવો તે મુખથી બોલીને પ્રસિદ્ધ કરવાથી કામ સિદ્ધ થતું નથી. માટે કામ થયા પછી પ્રસિદ્ધ કરવું.

૧૯૮ विश्वास्यमधुरवचनैःसाधूनयेवञ्चयन्तिनम्रतमाः ।

तानपिदधासिमातः । काश्यपियातस्तवापिचविवेकः ॥

કવિ કહે છે કે, "હે માત વારાણસી, કાશી! તેં હવે જે સાધુ પુરૂષોને અતિ મિષ્ટ મિષ્ટ વચનોથી અતિશય નમ્ર જણાતા ઠગો છેતરે છે, તે ઠગોને સંગરીને વિવેક તજી દીધો છે." અર્થાત્ પ્રથમ તો કાશીક્ષેત્રમાં મહા પંડિતોજ જણાતા હતા, પણ હવે તો ખોટાં ડોળ, નામ, વિદ્યા અને ખુશામતની ભાષાનાં ખબુતર ચીતરી જાણનાર, સાધુ પુરૂષોને અવળું અવળું સમજાવી ઉદરંભરી ઠગ લોકો પણ જોવામાં આવે છે.

૧૯૯. આ જીંદગાનીમાં જીત મેળવવાને માટે મનુષ્યને હિંમત એ એક મોટું હથિયાર છે. હિંમતથીજ ગરીબ સિપાઇ બચ્યો. ને પોલીયન આખા યુરોપ ખંડને ધ્રુજાવી શક્યો હતો.

---

* ખારૂં.

૨૦૦. ઇનસાફ છે તે સરદારીને જાદે કરે છે, અને બક્ષતું છે તે નામદારીને વધારે છે.

૨૦૧. જે માણુસ કહે છે કે દુનિયામાં કોઇ પણ પ્રમાણિક નથી, તો તેમ કહેનારને ખરેખરો લુચ્ચો સમજવો.

૨૦૨. ઉદ્યમી માણુસને ઉદ્યમ એ એક પ્યારો મિત્ર છે. પરંતુ આળસુને તો તે કટ્ટો દુશ્મન છે.

૨૦૩. સીતા અતિશે રૂપવંતી હતી એટલા માટે તેને રાવણ હરી ગયો. રાવણને પણ અતિશે ગર્વ થયો તેથી તે નાશ પામ્યો. બળિરાજાએ પોતાના ગુરૂનું વચન ઉલ્લંઘન કરીને લોકોત્તર દાન દેવા માંડયું. તેથી તે સ્થાન ભ્રષ્ટ થયો. એટલા માટે કોઇ પણ અતિશે કરવું નહી. "અતિશે સર્વ અસાર."

૨૦૪. અસંખ્ય સારા ગુણવાળા પદાર્થમાં એક નાનો સરખો દોષ હોય તોપણ તે પદાર્થ નિંદાને પાત્ર થાય છે; જેમ લસણ એ સઘળા રસાયણમાં ઉત્તમ રસાયન છે; તોપણ તેના ઉગ્ર ગંધને લીધે લોકો તે તરફ તિરસ્કારની નજરે જુવે છે. કહેવાની મતલબ કે જરા દોષ પણ ખટકવો જોઇએ અને તે દોષ દૂર કરવા સઘળાએ બનતો પ્રયત્ન કરવો.

अमितगुणोऽपिपदार्थोदोषेणैकेनानिन्दितोभवति ।
निखिलरसायनमहितोगन्धेनोग्रेणलशुनइव ॥

સૌ ગુણ થકી ભરેલો, દુર્ગુણ એકે નિન્દનીય થાય.
પૂજ્યજ સહુ રસાણે દુર્ગંધેકો લશુન નવ ખાય.

૨૦૫. જે સત્યવાન અને ઇશ્વર ઉપર આસ્તિક છે તેને ઇશ્વર અહોનીશ યોગ્ય ધંધો આપે છે અને ઇજત ભેર તેનો નિર્વાહ ચલાવે છે.

૨૦૬. જે હલકો વનાદાન આદમી છે તે કોઈ સખસ દરીઆમાં ડુબતો હોય તે મિસાલે છે, ને પથરની મિશાલે છે.

૨૦૭. સૌથી ખૂબ સુરત શું? સૃષ્ટિ, કારણ કે તે ઇશ્વરનું ઉમદા કૃત્ય છે.

૨૦૮. પાણીના ચઢતા પુરમાં જેમ નાવીક પોતાના નાવને ઘણી સંભાળથી ચલાવે છે. તેમજ મનુષ્યે પોતાની જુવાનીના ચ-

હતા પુરમાં પોતાના દેહરૂપી નાવને ઘણી સંભાળથી ચલાવવો.

૨૦૯. માણસોમાં જેટલું નવું જાણવાની જીજ્ઞાસા નથી તેથી વધારે દરેક નવી વાતની ખાસ પૂછપાછ કરવાની જીજ્ઞાસા છે.

૨૧૦ सुप्रयुक्तस्यदम्भस्य ब्रह्माप्यन्तंनगच्छति ।
कौलिकोविष्णुरूपेण राजकन्यांनिषेवते ॥

સારી યુક્તિથી ચલાવેલા અથવા ધારણ કરેલા દંભનો પાર બ્રહ્મા પણ પામતો નથી. કેમકે એક ખાતરી (વણનારો) વિષ્ણુનો વેશ ધારણ કરી રાજ્ય કન્યાને પરણ્યો; એ વાત પંચતંત્રમાં ઘણી લાંબી છે. તેમાંથી શિખામણ ઘણી લેવાની છે. ઢોંગી માણસો વિના પકડાએ ઘણી સરસ રીતે સામા માણસને મૂર્ખ બનાવી ફાવી જાય છે. ને જે કામ સાફ દિલથી પાર પડવાની સો ભવમાં પણ આશા ન હોય, તે આશ્ચર્યકારક રીતે પાર પાડી ધારેલું ફળ મેળવે છે; આપણે બાળકોએ આવા દાંભિક ઠગોને ઉંદરડાઓથી ઠગવાનું ઘણું છે, માટે તેવાઓથી છેતરાઈ કોઇ પણ જાળમાં ન સપડાવવા માટે સંપૂર્ણ સાવધ રહેવું. "મુખ મિઠાં ને મનમાં કપટ સ્વાર્થ લગિ સગાઇ છે." આવા મતવાલા યોગી પુરૂષો પર્વત ઉપરથી ઉતરી પડી જ્યાં મુખ મિઠું થાય ત્યાંની ભક્તિનાં ધ્યાન ધરવા બેસી ગયા છે. પ્રિય મિત્રો, પહાડોની ગુફામાંથી સાર અસાર ન સમજી સર્વ ભક્ષી અઘોરી આવે તેનાથી સાવધ રહેવું જોઇએ, નહિ તો સિંહનો શિકાર કૂતરાં ખાઇ જાય ને પછવાડેથી પશ્ચાત્તાપ થાય.

૨૧૧. સોની જેમ સોનાને અગ્નિમાં નાંખી ખરી કસોટી કાઢે છે, તેમજ ઇશ્વર પણ મનુષ્યને અત્યંત દુઃખમાં ડુબાવી તેની ખરી કસોટી કાઢે છે. એ કસોટીમાં જે કોઇ પરખાય જે તે અંત સુધી અત્યંત સુખ ભોગવે છે.

૨૧૨. પોતાના જીવને પીછાનવો, પોતાના ભેદને નિધામાં રાખવો એ બેઉ ચીજ સર્વે ચીજ કરતાં મુશ્કેલ છે; અને સર્વ ચીજથી બેહેતર એ છે જે ખુદાતાલાના આપ્યા ઉપર રાજી રહેવું અને કશી ચીજ ઉપર અદેખાઇ હમેશ ન કરવી.

૨૧૩. સૌથી બળવાન શું છે? જરૂરીઆત કેમકે તે સઘળી ચીજ ઉપર ફતેહ મેળવે છે.

૨૧૪. સ્વાદીષ્ટ અન્ન જીભને ઘણું સારૂં લાગે છે, તેથી જીભ તેને ચાહે છે; પણ પેટ તેને પોકારીને ના પાડે છે. કેમકે સાદો ખોરાક પેટને જેવો ગુણકારી છે, તેવો મીઠો નથી.

૨૧૫. ભીખી માગેલું, અને તે પણ વળી ફળ વિનાનું, અને તે પણ વળી એકજ વાર મળે છે; સેજને ઠેકાણે ધરતી તથા ચાકરને ઠેકાણે ફક્ત પોતાનો દેહજ છે; તેમજ ઘણા દિવસની જૂની, ગંધાતી અને ફાટેલી ગોદડી એજ વસ્ત્ર. હાય હાય! આટલું બધું કષ્ટ છતાં ચિત્ત વિષયોને છોડતું નથી.

૨૧૬ नानालङ्करणैर्रसैश्चविविधैरापूरितानांभृशम्

काव्यानांगुणमात्रसंचयविधौकालस्सतांगच्छति ।

दोषैकग्रसनेखलस्यचसतुष्यत्येतितान्निहनुतौ

हंसःपश्यतमौक्तिकंविचिनुतेकाकःक्रमीणांकुलम् ॥

સુજ્ઞજનોનો વખત નાના પ્રકારના અલંકારવડે અને રસવડે ભરેલાં કાવ્યના ગુણ ગ્રહણ કરવામાંજ જાય છે. પણ ખળ માણસ ફક્ત બીજાના દોષજ ખોળી કાડવામાં ખુશી માને છે, જેમકે હંસ હમેશાં મોતીજ ખોળે છે પણ કાગડા તો નીચાં જીવડાંઓ તરફજ નજર રાખે છે.

૨૧૭. મનુષ્યને સદ્‌ગુણ ગ્રહણ કરવા જતાં પ્રથમ જો કે કાંઇક જુજ નુકશાન થશે. પરંતુ પાછળથી તેને એજ સદ્‌ગુણ અમુલ્ય પ્રાપ્ત કરશે.

૨૧૮. ઈનસાફને નફાની આપનારી ચીજ એ છે જે નેક શુકન બોલે; મગર બોલી ન જાણે તો કોઇ સારી વાત બોલે તે કાન દેઇને સાંભળે.

૨૧૯. જેઓ ઘણું ચાલે છે તેઓ ઘણા તનદુરસ્ત હોયછે; તનદુરસ્તીનો રસ્તો એટલો બધો સાંકડો છે કે તેમાં ગાડી ચાલી શકતી નથી.

૨૨૦. લોકોમાં માન પામેલા પુરૂષને પોતાની સ્ત્રી ઉપર જો

પ્રેમ હોય, તો તે સ્ત્રી પણ લોકોમાં માન્યવતી ગણાય.

૨૨૧. સ્તન, માંસની ગાંઠો છે, તેને સોનાના કળશની ઉપમા આપી છે; મોઢું કફનું ઘર છે તેને ચંદ્રની ઉપમા આપી છે; ગળતા મુતર્થી ભિંજાએલું પેડું હાથીના કુંભ સ્થળની બરાબર ગણ્યું છે, આવી નિંદવા લાયક આકૃત્તિને કવિ લોકોએ વખાણી વખાણીને મોટી કરી છે.

गल्लस्थलेपुमवारिषुबद्धराग
मत्तभ्रमद्भ्रमरपादतलाहतोऽपि ।
कोपंनगच्छातिनितान्तबलोऽपिनाग
स्तुल्येबलेतुबलवान्पिोरकेपिमात ॥

વસંત તિલકા.

ગંડ[1] સ્થલેથી મદવાદી ઝરે સદાય,
જેનાનુરાગી ભમરા કરતા પ્રહાર;
તોયેં સમર્થ પણ કોપ કરે ન હાથી,
મોટા જનો મહત સાથજ થાય ક્રોધી.

૨૨૩. ઉદ્યમી પુરૂષને ઉદ્યમ એજ મોટો ખોરાક છે. એના વડે મનુષ્ય અત્યંત સુખ પ્રાપ્ત કરે છે; તનબળ, મનબળ, અને ધનબળ વધારી શકે છે. દુનિયામાં તેજસ્વી અમૂલ્ય રત્ન તે ઉદ્યમ છે. જે વિર પુરૂષ પ્રયત્ન કરી ઉદ્યમને અત્યંત ખીલવે છે તેને તે કલ્પ વૃક્ષ સમાન વાંચ્છિત ફળ આપે છે.

૨૨૪. પઢવા પૂછવાથી કાયર ન થવું; ઇજત મંદ આદમીને પોતાના દરજજાથી કાઢી ન મૂકવો; થોડી ચીજ ઉપર રાજી રહેવું; તવજો અને નમવાની આદત રાખવી; લોકોને આરામમાં રાખવા વધારો માલ હોય તે ખુદાની રાહ ઉપર આપવો, એવી ખસલત રાખનો હોય તેને અકકલમંદ આદમી જાણવો. ખુદાને પીછાનવો, નેકી કરવી, પાદશાહની તાબેદારી કરવી, ખલકના લોક સાથે ખુબી

1 લમણેથી.

કરવી, ગરીબની બરદાશ કરવી, ખુદાની બંદગી કરવી, જીવને બુ-રાઈના કામથી મના કરવો, સખ્તીમાં સબુરી રાખવી, રાસ્તી બો-લવું, આજબી કરવું, રાહે ચાલવું, સર્વ સાથે મળી રહેવું, સંતોષ રાખવો, ખુદાનાશુકર બોલવા.

૨૨૫. સૌથી અવ્વરૂ શું? પોતાની જાતને ઓળખવી.

૨૨૬. ઘણો સ્નેહ અને ઘણો સ્વાદ પ્રથમ તો આપણને સા-રો લાગે છે, પણ જ્યારે તે મેળવવાને અંતરાય પડે છે ત્યારે તે આપણને ઘણુંજ દુઃખ દે છે. માટે તે હદ કરતાં અતિશય કરવો નહીં.

૨૨૭. પતંગિયું તિવ્ર અગ્નિમાં તેની મોટાઇ જાણ્યા સિવાય પડે છે; તેમ માછલું પણ જાણ્યા સિવાય લોઢાની આંકડિયે વળગે-લું માંસ ખાય છે; અને આપણે બધા સમજીયે છીયે તો પણ આ-પતિના જાળવાળા એવા સંસારના વિષયોને છોડતા નથી. અહોહો! મોહનો મહિમા કેવો છે!

૨૨૮ अणुरप्यसतांसङ्गः सद्गुणं हन्ति विस्तृतम् ।
गुणरूपान्तरं याति तक्रयोगाद्यथापयः ॥

જેવી રીતે દુધમાં છાશ નાંખવાથી તેના રૂપ ગુણમાં તફાવત પડે છે, તેવીજ રીતે દુર્જનની થોડીવારની સોબતથી મોટા સદ્‌ગુણો પણ નાશ થાય છે.

૨૨૯. આળસ એ મનુષ્યનો મોટો અરી છે. આળસ રૂપી અહીના ડંશથી જે મનુષ્ય ઘાયલ થયો હોય છે તે આખરે તન, મન અને ધનથી ખરાબ થઈ જીંદગાની બ્યર્થ ગુમાવે છે. દુનિયા-ના ગમે તેવા ઘાતકી પ્રાણી કરતાં પણ આળસુ થઇ પ્રાણી પર ઇશ્વરની અતિશય કફા નજર રહે છે, કેમકે તે અહોનિશ આળસુ થઈ ઉદ્યમ કરવાના ઇશ્વરી નિયમને તોડે છે.

૨૩૦. જે સખસ લોકોને સારાં કામ કરવાની તાલીમ આપે, અને પોતે તે શિખામણ મુજબ ન ચાલે તો તે મીશાલચીની મી-સાલે છે. કે ચેરાક પોતાના હાથમાં રાખે છે તે બીજા લોકોને રો-સની વાસ્તે અને પોતે આંધળો છે.

૨૩૧. ભલાપણાની જીંદગી કાઢવા માટે આપણે કયા ઉપાય લેવા? જેને માટે આપણે બીજાનો તિરસ્કાર કરીએ તે કરવું નહી.

૨૩૨. જેનો વેહેવાર ચોખો નથી તે કોઇક વખત વિના કારણથી લૂચ્ચાઓના દાવમાં ફસાઈ પડે છે. કેમકે તેનો ગંદો વેહેવાર તેની ચોખી સાખ પૂરતો નથી. માટે ડાહ્યા માણસે ચોખો વેહેવાર રાખવો.

૨૩૩. મારૂં ઘર ઉંચું છે, અને મારા દીકરાને સત્પુરૂષો માન આપે છે, મારી દોલત સંખ્યામાં નથી આવતી એટલી બધી છે, મારી સ્ત્રી ઘણીજ ખુબ સુરત છે, મારી અવસ્થા નવી છે, એ રીતે અજ્ઞાનથી મૂઢ થયેલો માણસ આ જગતને અવીનાશી માનીને સંસારરૂપી બંધીખાનામાં પડ્યો રહે છે.

૨૩૪ संपूर्णकुम्भोनकरोतिशब्द
मर्धोघटोघोषमुपैतिनूनम्
विद्वानकुलीनोनकरोतिगर्वं
गुणैर्विहीनाबहुजल्पयन्ति ॥

ભર્યો ઘડો શબ્દ ન એક કાઢે,
અર્ધો ભર્યો તે અતિશે બરાડે;
(તેમજ) ડાહ્યા કુલી ગર્વ કદિ ન ધારે,
જે ગુણહીણા અતિ શેખી મારે.

૨૩૫. મનુષ્યને ઉદ્યમ અચાનક આવી મળતો નથી. પરંતુ ઉદ્યમ મેળવવાને માટે પણ ઉદ્યમ કરવો પડે છે. નસીબ ઉપર આધાર રાખી બેસી રહેનાર બગાસાં ખાય છે. માટે પ્રત્યેક ઉદ્યમ મેળવવા માટે પુરૂષે પ્રયત્ન કરવો. પુરૂષ પ્રયત્નથી ઉદ્યમ, ઉદ્યમથી દ્રવ્ય અને દ્રવ્યથી સંસાર સુખ પ્રાપ્ત કરી શકાય છે.

૨૩૬. જે સખસ વાત સમજી જાય તે જાણવાની નિશાની એવી છે, જે સાંભળનારાના ચેહેરા ઉપર તાજગી ખૂબી પેદાથાયછે.

૨૩૭. તમારી અડચણો મનમાંજ રાખજ્યો, અને લોકોને

જાણવા દેજો કે તમે સારો પૈસો મેળવવાના છો.

૨૩૮, તમે તમારા પરદેશી અગર સગાવાહાલાની કાંઇપણ થાપણ રાતવાસો રાખો તો તે બરાબર તપાસી લેઇ રાખજો કેમકે તપાસ્યા વગર રાખવાથી વખતે કોઇક બીજે ઠેકાણે ગરબડ થઇ હ- શે તો ને તમારે માથે પડશે. તેથી તમને જર અને જશ એ બેઉ બાબતનું નુકશાન થશે.

૨૩૯. એજ મનુષ્ય કહેવાય કે જેની ધારણા, વિચાર અને યત્નો બીજાના ભલા માટે છે.

૨૪૦ जातमात्रंनयः शत्रुंरोगंचप्रशमंनयेत् ।
महाबलोऽपितेतैववृद्धिंप्राप्यसहन्यते ॥

જે માણસ શત્રને અને રોગને પ્રગટ થતાંજ અટકાવતો ન- થી, તે ગમે તેટલો બળવાન હોય તો પણ તેના (શત્રુ અને રોગ- ના) વધવાથી તે માણસનો નાશ થાય છે. આપણા બાળકોનો શત્રુ કે રોગ દુર્વ્યસન અને કુચાલ છે. ઘણા જણ તેથી નાશ પામ્યાછે: જે બાળકોને માટે પ્રથમ સારી આશાઓ રખાતી, તેઓ ઘણી વ- ખત એકદમ અસ્ત થઇ ગયા છે. એનું કારણ દુર્વ્યસન અને કુ- ચાલને બેશીકરાઈથી વધવા દીધાં તે છે.

૨૪૧. નવા ઉદ્યોગને પકડવા જતાં ચાલતા આવતા ઉદ્યોગ એ- કદમ પડત મૂકવા નહીં. નવા ઉદ્યોગમાં આપણું મન પ્રવીણ થાય અને આગળ જતાં તે આપણે સારો થાયક થઇ પડશે એમ ખા- ત્રીથી જણાય તોજ ચાલતા ઉદ્યોગને પડત મૂકવો, નહીં તો સીડી- ના ઉપરના પગથિયાપર બરાબર પગ ગોઠવ્યા પેહેલાં પાછળના પ- ગથિયાપરથી પગ ઉપાડીયે તો જેમ અખડાઈ પડિયે તેમ તને માટે પણ બને.

૨૪૨. બુઠ્ઠી ઓરતને અજમાવ્યા વગર પોતાના જનાનખાને એકદમ દાખલ ન કરવી.

૨૪૩. તમામ વખતે સારૂં નામ જાળવી રાખજો. કેમકે સોનું મોટા ઓદ્ધા અથવા ભભકાદાર પોશાક કરતાં સારૂં નામ એ વધા- રે કિંમતી છે.

૨૪૪. જેનું મન ઘણુંજ કંજુસ અને અધીરિયું છે. તેણે બનતા સૂધી બીજા લોકો સાથે ઝાઝો સંબંધ રાખવો નહીં. કેમકે સંબંધ રાખવાથી તેમને ઉપયોગની વસ્તૂઓ જો તેને ત્યાં હશે અને લેવા આવશે તો તેનાથી આપી શકાશે નહીં. તેથી અરસપરસ સેહેજ વાતમાં વિરોધ ઉત્પન્ન થશે.

૨૪૫. નિરંતર ઉદ્યોગ આપણે આ ભવમાં કાંઈને કાંઇ નવો ધંધો લેવાનો છે. કાંઈ નવી ફરજ અદા કરવાની છે, અને કાંઇ જંજાળમાં સપડાતા અટકાવાનું છે. કહો ત્યારે આપણી જીંદગી નિરંતર ઉદ્યોગની એક સાંકળ નથી ?

૨૪૬ आलस्यंस्त्रीसेवासरोगताजन्मभूमिवात्सल्यं,
संतोषोभीरुत्वंषड्व्याघातामहत्वस्य ॥

આળસ, હમેશાં સ્ત્રીઓ પાસે બેશી રહેવું અને તેનીજ શેવામાં તત્પર રહેવું, શરીર રોગવાળું હોય પોતાના દેશનું એવું ખોટું અભિમાન હોય કે પોતાનો દેશ મૂકી પરદેશ કેમ જવાય, સંતોષ રાખી બેશી રહેવું અને અડધો જડતો હોય તો આખાની શી જરૂર છે એવા વિચારો કરવા અને જે મળતું હોય તેમાંજ સંતોષ રાખી બેશી રહેવું, અતિ બીકણપણું રાખવું અને પોતાનાં ધારેલાં સારાં કૃત્યો કે જેથી સારે રસ્તે ચડવાનો વખત આવે તેવાં કૃત્યોના સમારંભમાંજ ડરવું અને આગળ કાંઇપણ પગલાં ન ભરવાં, આ વસ્તુઓએ ખરેખર આપણી આર્ય પ્રજાને અધમ સ્થિતિમાં નાંખેલ છે. માટે તે છ પદાર્થોનો જેમ બને તેમ જલદીથી ત્યાગ કરો અને વિચાર પૂર્વક સાહસનાં કૃત્યો આરંભો. કારણ કે શાસ્ત્રનું પણ વચન છે કે नसाहसमनारुह्यनरोभद्राणिपश्यति સાહસ કર્મ કર્યા સીવાય કદિપણ માણસ સારાં સુખની આશા રાખી શકતો નથી. જુઓ હાલ બ્રિટિશ સરકાર જેની હાલમાં આપણી જેવી સ્થતિ છે તેના કરતાં પણ ઘણીજ નીચ દશામાં હતી, પણ તે સાહસ કૃત્યથીજ આવી સર્વોત્તમ સ્થિતિને પ્રાપ્ત થયેલ છે, તો અમે ધારતા કે આપણે પણ એવી સ્થિતિમાં નહિ આવીએ. માટે જેમ બને તેમ વિ-

ચારી સાહસ કામ માથે લ્યો અને ઉત્તમ સ્થિતિએ પહોંચો.

૨૪૭. દારીદ્ર દશાવાન માણસને ખોટાડોળ ડમાકથી જેટલું નુકશાન થાય છે તેટલું નુકશાન તેની દારિદ્રાવસ્થાથી તેને કદી પણ થતું નથી.

૨૪૮. ખુબ સુરત ઓરત ન કરવી કેમકે તે સાથે ઘણી નજદીકી કરવાથી બદનની ખરાબીનો સબબ છે, અને ઓરત તમારી સાથે તકબરીજબાં દરરોજ કરશે.

૨૪૯. દુનિયામાં ન બને એવી ચીજો ઘણી થોડી છે. પણ માણસો તેમાં ફતેહ પામતા નથી તેનું એક કારણ છે તે એકે સાધન કરતાં તેમનામાં ખંત ઓછી છે.

૨૫૦. ક્રોધને વશ થઈ કોઇ પણ વસ્તુનો નાશ ન કરવો, કેમકે ક્રોધ સમ્યા પછી તે નાશ કરેલી વસ્તુ વિશે ઘણોજ પસ્તાવો થાય છે.

૨૫૧. ફુલો—બાગ બગીચા અને જંગલનાં ફુલાં જોઇને મારાપર ઘણી અસર થઈ. એ બિચારાંની ઉપયોગ સાથે નિરપરાધી પણાનું જીવન જોઈને હું મારાં કર્તુકો વિશે ઘણો ખેદ કરવા લાગ્યો. રંગ બેરંગી પુષ્પ પોતાની ખુશબોથી માણસનું મન રંજન કરે છે, પણ મેં શું કીધું? મારૂં આયુષ્ય પણ ટુંકું છે. અરે નિર્જીવ ફુલ કરતાં પણ હું નઠારો છું?

### દોહરા.

આળસ નરના શરીરમાં કટ્ટો વિરે ગણાય;
ઉધમ સમ સ્નેહી નથી, જેથી સદા સુખ થાય,

૨૫૨ आलस्यं हि मनुयाणाम, शरीरस्थो महारिपुः ॥
नास्त्युद्यम सनो बन्धु, कुर्वाणोनावसिदाति.

માણસના શરિરમાં રહેલો મોટો શત્રુ તે આળસ છે. અને ઉદ્યોગ સમાન માણસને બિજો મિત્ર નથી, કે જેથી કરીને માણસ કદી નિચિ સ્થિતિને પામતો નથી. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દેશોન્નત્તિ કરવાનો સારામાં સારો રસ્તો ઉદ્યોગજ છે.

૨૫૩. જેને જગતના વ્યવહારનો બરોબર અનુભવ નથી તેને

લંકારથી સુશોભિત અને દ્રવ્યવાન પુરૂષોની મિત્રાઇ કરવા મોહ થાય છે. પરંતુ જેઓ બરોબર અનુભવી છે તેઓ તો તેમને મણીમય સર્પ તુલ્ય સમજે છે.

૨૫૪. એક હકીમને લોકોએ પુછ્યું કે તને ઓરત કરવી જરૂર વ્યાજબ છે. ત્યારે જવાબ દીધો જે મગર જરૂર છે, તો એક ઓરત મારે વાસ્તે એવી પેદા કરો, કે તે બદ સુરત તથા બુરી ખસલતની હોય, ત્યારે પુછ્યું જે એવી ઓરત મંગાવવાનું શું કારણ છે? જવાબ દીધો કે મને નજદીકી કરવાની ખવાયસ થોડી થાય, અને બુરી ખસલતની એટલા માટે જે તેનો જૂલમ ખેંચું તો મને ખલકના લોકોને જુલમમાં બરદાસ કરવાની આદત પડે.

૨૫૫. જેઓની આંખ નબળી હોય તેઓએ ઘણી ઉંઘ લેવી, તેના જેવી અકસીર દવા બીજી કોઈ નથી. નબળી આંખ વાળાને આઠ કલાક કરતાં દસ કલાકની ઉંઘ વધારે ફાયદા ભરેલી છે.

૨૫૬. જાયફતનું જમણુ લેહેર જાણી ઝાઝું જમવું નહી, કેમકે ઝાઝું જમવાથી લેહેરને બદલે પાછળથી દુઃખ ઉત્પન્ન થાય છે.

૨૫૭. નિદ્રા—ઇશ્વરી નિયમ પ્રમાણે શરીરની આરોગ્તાનું સંરક્ષણ થાય તેટલા સારૂં ઉંઘની જરૂર દરેક મનુષ્યને છે. તોપણ તે મનુષ્ય દહાડે ઉદ્યોગને વખતે ઉંઘે છે, તે મનુષ્યનું જીવ્યુંવ્યર્થ સમજવું. જુઓ સૂર્ય ચંદ્ર પણ પોતાના ઉદ્યોગમાં ચૂકતા નથી, તો મનુષ્યે શા વાસ્તે એદી થવું? અને પશુ પંખી કરતાં પણ કનિષ્ટ શા સારૂં બનવું?

૨૫૮ उद्यमः साहसं धैर्यं, बलंबुद्धिः पराक्रमम ।
षडै ते विद्यते यस्य, तस्मात् देवोपि शंकते ॥

ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ એ છ ગુણ લક્ષણો જે ણનુંષ્યમાં બિરાજે છે તેનાથી દેવ સરખા પણ ઓસંકે છે; અર્થાત એવો પુરૂષ સૃષ્ટિમાં ચહાય તે કરી શકે છે.

હિંમતથી મોટું કામ માથે લેવું તેનું નામ સાહસ કહેવાયછે અને તેવું કરનાર વખણાય છે, પણ વિચાર કર્યા વગર સહસા કરે

તે મૂર્ખ કહેવાય છે. શામળભટે સહસા કામ કરવું નહિ એમ કહીને નોળિયાનું તથા પોપટને રાજકુંવરે સહસા મારી નાંખ્યો તેનાં દૃષ્ટાંતો આપ્યાં છે. માટે એવું કામ સહસા કરવું નહિ. અંગ્રેજ લોકો મોટાં કામ માથે લેવાને સાહસિક છે, પણ ન્યાય કરવાના કામમાં ઘણો વિચાર કરે છે, પણ સહસા જેમ તેમ કરી નાંખતા નથી. સહસા કામ કરવું નહિ એમ ઘણા સંસ્કૃત કવિઓ પણ લખી ગયા છે. "सहसा विदधीत न क्रिया" इत्यादि.

૨૫૯. પોતાના દુશ્મનને માટે પોતાના અંતઃકરણમાં ગમે તેટલો તુચ્છકાર હોય પરંતુ બાહ્યોપચારથી તેને એવો તો રાજી રાખવો કે તે આપણા માટે કાંઈ પણ અયોગ્ય ઇલાજ આદરે નહીં. ઈશ્વરે આપણી જીભમાં એવી રીતનું અમૃત મૂકેલું છે કે તેનો જો વિવેકની રીતથી ઉપયોગ કરતાં આવડે તો ગમે તેવા હલાહલ ઝેરને પણ અમૃત સમાન કરી દે છે.

૨૬૦. દુશ્મન લડાઈ કરવા આવે ત્યારે તતબરીમાં રહેવું અને જાસુસ ઘણા કરવા કે તેથી સર્વે વખત દુશ્મનની ખબર પોહોચાડે જાય.

૨૬૧. આગ ગાડી ચાલતી હોય તે વખતે તેમાં વાંચવું નહીં, કારણ કે તેના આંચકા અને ગતિથી આંખને વાંચન ઉપર ઠરાવવા સારૂ ઘણી ખેંચવી પડે છે.

૨૬૨. આ દુનિયામાં જડ અથવા ચૈતન્ય સર્વે વસ્તુની ચઢતી પડતી છે માટે માહાસે ચઢતી પડતી વખતે ગભરાવું નહી.

૨૬૩. શિક્ષા—જો તમે બે મિત્રો એક બીજાને મળો અને વાતચીત કીધા પછી જુદા પડો, તો તમારે એક બીજાના અંતઃકરણને તાળાં દેવાં, અને કુંચી અદલ બદલ કરવી. અર્થાત કોઇપણ પ્રસંગે એક બીજાની વાત જાહેર ન થાય એવું મોટું પેટ રાખવું, નહીં તો મિત્રાચારી લાંબો વખત સૂધી નભશે નહીં.

૨૬૪ यथ वात्मा परस्तद्वत् द्रष्टव्यः सुख मिच्छता ॥
सुख दुःखानि तुल्यानि यथात्मनि तथापरे ॥

સુખ ઈચ્છનાર પ્રાણીએ પોતાના અને પારકા દેહ વિષે સમ દૃષ્ટિ રાખવી. એટલે જેવું પોતાને સુખ કે દુઃખ થાય, તેવું બીજાને પણ થાય એમ જાણવું.

૨૬૫. ઇશ્વરની અમૂલ્ય બક્ષીસથીજ પુરૂષને સદ્ગુણી અને પ્રેમી સ્ત્રી મળે છે. એવા પુરૂષને આ સંસાર સુખ મૂકી સ્વર્ગ સુખની કદી પણ અપેક્ષા થતી નથી.

૨૬૬. કોઇ સખસે પુછ્યું કે એક જુબાન અને બે કાન શા વાસ્તે આપ્યા છે? જવાબ દીધો જે થોડું બોલવાને એક જુબાન અને ઘણું સાંભળવાને બે કાન આપ્યા છે.

૨૬૭. જે બચ્ચું લાંબા વખત સૂધી નિરાંતે ઉંઘી જાય તો તે તેની તનદુરસ્તી માટે સારૂં ચિન્હ સમજવું. અને તેને તેની મીઠી ઉંઘમાં ઉઠાડવું નહીં. કેમકે તેને કુદરતનો સૌથી સરસ આધાર ઉંઘ છે. ઘણાં ખરાં બચ્ચાંને લાંબો વખત સૂધી સૂઇ રહેવાની ટેવ હોતી નથી. પણ જેઓને એ ટેવ હોય તેઓને ખરેખરાં ભાગ્ય શાળી સમજવાં.

૨૬૮. ગમે તેવી બારે દીલગીરી હોય તોપણ તે માણસના હૃદયમાંથી વખત જતે ભુંસાઇ જાય છે. કેમકે કાળબળ તે વાતનું વિસ્મરણ કરાવે છે. જેમ કે જે સ્ત્રી પોતાના પ્રિય પુત્રના મરણથી મરણને દીવસે ઘણોક સાદો ખોરાક (ભૈડકું) પણ ખાતી નહોતી, અને લાંઘણુ તાંણુતી તેજ સ્ત્રી આગળ જતાં પોતાના બીજા પુત્રના વિવાહ વખતે માથે મોડ ઘાલી "અમે ઇડરિરો ગઢ જીત્યાંરે આનંદ ભલા," એ ગાંણું ગાસે અને તે સાથે ખાંડ સાકરનાં છુટાં સુરમાં હર્ષ ભેર જમશે.

૨૬૯. પોતાના કુટુંબપર હાકમી કરવા અગાઉ માણુસે પોતાના ઉપર હાકમી કરવી જોઈએ, અને રાજદરબારમાં હાકમી ભોગવવા અગાઉ પોતાના કુટુંબપર હાકમી ભોગવવી જોઈએ.

૨૭૦ संपत्तौ च विपत्तौ च महता मेकरुपता ॥
उदये सविता रक्तो रक्तश्चा स्तमय स्तथा ॥

મોટા પુરૂષની સંપત્તિ અને વિપત્તિમાં એકજ સ્થિતિ રહે છે. જેમ કે સુર્ય ઉગતાં અને આથમતાં બંને વખતે રાતો અને રાતો દિસેછે.

૨૭૧. સંપત્તિના તેજથી પ્રકાશીત થયેલ પુરૂષ વિપત્તિના વાદળથી કળાહીણ થાય છે પરંતુ તે જો સુજ્ઞસ્ત્રીનો ભરથાર હોય છે તો કળાહીણ નહીં થતાં અગાઉની માફકજ પ્રકાશીત રહે છે. કેમકે સુજ્ઞ સ્ત્રીના અંતઃકરણમાં દિવ્ય તેજ હોય છે તે વિપત્તિની વખતમાં બહાર પ્રકાશ પામી તેને પોતાને પ્રકાશીત કરે છે. અને તેના પ્રકાશીતપણાથી તેનો પ્યારો ભરથાર પણ પ્રકાશીત થાય છે. આહા હા!! સ્રષ્ટીમાં શું સુંદર તેજોમય અમુલ્ય સ્ત્રી રત્ન ઈશ્વરે ઉત્પન્ન કર્યું છે.

૨૭૨. ઓરતની નજદીક મોબત છે તે શેવટના આતસને શલગાવે છે, જે ગીસાલે તેલ મશાલને રોશન કરે છે.

૨૭૩. તન્દુરસ્તી તરફ માણસોની બે દરકારી—માણસ જ્યારે પુરતી તનદુરસ્તીમાં હોય છે ત્યારે તે પોતાની એ સુખી હાલત જાળવી રાખવાને દરકાર રાખતો નથી. પણ જ્યારે તે પોતાની મૂર્ખાઇથી કુદરતનીઆ કિમતી બક્ષીસ ખોઈ બેસે છે, ત્યારેજ તે પોતાની ભૂલ જુએ છે. એકવાર તનદુરસ્તી ખોઇ બેઠા પછી તે પાછી મેળવવાને તે બનતા ઉપાયો કરવા માંડે છે. પણ જ્યારે તે તનદુરસ્ત હતો તે વખતે એ તનદુરસ્તી જાળવવા માટે ઉપાયો લેવાની ભલામણ તેને કોઇયે કરી હોતતો તેપર ધ્યાન આપત નહી. માણસની આ એક જાતની પછમ બુદ્ધિ છે, અને તે પછમ બુદ્ધિ દૂર કરવાને દરેક માણસે કોશીશ કરવી જોઇએ.

૨૭૪. તારે તારા મિત્ર સાથે કાંઇક જુજ રકમ સારૂ વાંધો પડે અને તે વાંધો આપણો વ્યાજબી હોય તેમ છતાં તે ન માને તો બેહેતર છે કે તે જુજ રકમ જવા દેવી પણ તેટલા માટે મિત્રાઇને ખલેલ કરવું નહીં પરંતુ તે સાથે ફરીથી તેવો વાંધો પડે નહી તે માટે ખૂબ સાવચેત રહેવું.

૨૭૫. કોઇ તમને અયોગ્ય રીતે દોષિત ઠરાવે તો તમે તેમનાપર ગુસ્સે થશો નહીં. કારણ કે તમારા ઉપર અયોગ્ય દોષ મૂક-

નાથી તે ખરેખરો ઇશ્વરનો રોષ વહોરી લે છે.

૨૭૬ यथा चित्तं तथा वाचो यथा वाच स्तथा क्रिया ॥
चित्ते वाचि क्रिया यांच साधूना मेक रुपता ॥

જેવી ચિત્તની વૃત્તિ એવી વાણી બોલાય, અને જેવું બોલાય તેવી ક્રિયા થાય છે. માટે સજ્જન, ચિત્ત, વાણી, અને ક્રિયામાં એક સરખોજ હોય છે.

૨૭૭. આ સંસારમાં ભર્યા સરખી મોહક અને આનંદ કરાર વસ્તુ બીજી એકે નથી.

૨૭૮. જે સખસ ગુસ્સાને પીજાય અને પોતાની જુબાનને નિધા રાખે તેણે ગોઆ સરવે ખુબી રોશન કીધી.

૨૭૯. ઝાંખી આંખવાળા માણસને જો સોયમાં દોરો પરોવતી વેળા તેનું કાણું બરાબર નજરે પડે નહી તો સોયને કોઇ સદ ચીજને ઓથે ધરવી, જેથી કાંણું ખુલ્લું માલમ પડસે એટલે દોરો તુરત પરોવાસે.

૨૮૦. પંચમાં અથવા વિવાહ વિગેરેના કામમાં જ્યાં ઘણાં માણસોનો મેલાવડો હોય છે, ત્યાં તને મેવા મીઠાઇની લાણ વહેચવા આપે તો તું તે વખત કોઇની પણ વગ રાખ્યા વિના સર્વેને સરખી લાણ આપજે, અને તું તારા પંડે પણ તેટલીજ કે કાંઇક ઓછી લેજે. કેમકે અમે કરવાથી તારી આબરૂ તથા માન વધશે.

૨૮૧. જે પ્યાર ફકત ખુબ સુરતીમાંજ સમાએલો હોય તે ઘણો વખત ટકી શકતો નથી.

૨૮૨ क्षणे रुष्टा क्षणे तुष्ट रुष्टा तुष्टा क्षणे क्षणे ॥
अव्यवस्थित चित्तानां प्रसादोपि भयंकरः ॥

જે ક્ષણમાં રૂઠો ને ક્ષણમાં ત્રુઠો, એવા અવ્યવસ્થિત ચિત્ત વાળાની મેહેરબાની પણ ભય ઉત્પન્ન કરનારી છે.

૨૮૩. કાઉપર નામનો ઇંગ્રેજ કવિ કહે છે કે "મૈત્રી, પ્રેમ અને સમાધાનની ઐક્યતા થવાથી વિવાહરૂપી પવિત્ર બંધનવડે સ્ત્રી પુરૂષને બાંધી આપવા સરખી મજાહ બીજા કશામાં નથી.

૨૮૪. લોકોની વચમાં કોઇને નસીયત કરવી તે, ગોયા અદાવતનો આતસ રોસન કરવો છે.

૨૮૫. બાળકને ઉંઘ આવવા સારૂં આપણા લોકો અફીણની ગોળી ખાવાની ટેવ પાડે છે, પણ દાક્તરો કહે છે કે તે ગોળીથી બાળકના શરીરને ઘણું નુકશાન પહોંચે છે.

૨૮૬. તારાથી વહેવાર સાચવી શકાય એટલી પુંજી તારી પાસે હોય, અને તે સાથે તારૂં મન પણ ઉદાર હોય, તોજ તું બીજા માણસો સાથે ખાવા પીવાનો વહેવાર બાંધજે. અને તેમ ન હોય તો તું બાધીશ નહીં. કેમકે નહીં તો તેજ વહેવારવાળા લોકો તારી નિંદા કરી તને મોઢે મેણું મારસે. અને તમારે અરસપરસ વિરોધ ઉત્પન્ન થશે.

૨૮૭. હરેક સદ્દગુણથી માણસને કોઇ પ્રકારનું સુખ મળે છે. પ્રમાણિકપણાથી કીર્તિ, સાચવટથી ચાહના, વિવેકથી માન, સભ્યતા તથા ઉદારતાથી પ્રીતિ, મિતાહારથી આરોગ્યતા અને ધૈર્યથી મનને શાતી મળે છે, તેથી વિપત્તિના વખતમાં પણ મગ ડગતું નથી.

૨૮૮ दानेन पाणि र्नतु कंकणेन मानेन तृप्ति र्नतु भोजनेन ॥
स्नानेन कांति र्नतु चंदनेन ज्ञानेन मुक्ति र्नतु मुंडनेन ॥

દાન આપવાથી જેવો હાથ શોભે છે. તેવો સોનાનાં કડાં પેહેરવાથી શોભતો નથી. માન મળવાથી જેટવો સતોષ થાય છે તેટલો જમ્યાથી થતો નથી. સ્નાન કરવાથી શરીરની કાંતી વધે છે તેટલી ચંદન ચોળવાથી વધતી નથી. તેમ જ્ઞાન થવાથી મુક્તિ થાય છે પણ એકલા મુડાવ્યાથી મુક્તિ થતી નથી.

૨૮૯. જેની પાસે અગણિત દ્રવ્ય અને અનેક સુખ વૈભવનાં સાધનો છે તેના કરતાં પણ વિશેષ સુખી અને શ્રીમંત પુરૂષ જેને અમુલ્ય સદ્દગુણી સ્ત્રી રત્ન મળ્યું છે તે છે.

૨૯૦. ઝાહેલ આદમી પાસે દોલત હોય, તે ગોયા સંડાસમાં સબજો ઉગેલો હોય તે મીસાલે છે.

૨૯૧. ડાહ્યા માણુસ પાસો પોતાના ગુણગાવા નહીં, કારણ કે

તે જાતે સારી રીતે જાણી લે છે. અને મૂરખ પાસે પણ ન ગાવા, કારણ કે ડાહ્યા માણસનું કહેવું તે સમજતો નથી.

૨૯૨. બેનને ભાઇના, સ્ત્રીને પુરૂષના, માબાપને પુત્રના અને પુત્રને મા બાપના, મરણથી જેવી દીલગીરી થાય છે, તેવી દીલગીરી બીજા કોઇ પણ માણસને ભાગ્યે થતી હશે. લોકો ચારથી કુટુંબના લોકો ઉપરથી શોક દેખાડી આપશે. પરંતુ તેમનું અંતર એ વાતથી બીલકુલ બળતું નહીં હોય.

૨૯૩. તમે પ્રથમ તમારી પોતાની નજરમાં આબરૂદાર ઠરશો તો સૌ તમને આબરૂદાર તરીકે પીછાણસે. તમે પોતે જાણો કે તમારાં કામો ધિક્કારવા જોગ છે, અને તેમ છતાં એવું માગો કે લોકો તમને માન આપે તે કેમ બને. ?

૨૯૪ केवलं शास्त्र मुदिश्य न कर्तव्यो हिनिर्णयः ॥
युक्ति हिने विचारेतु धर्म हानिः प्रजायते ॥

કેવળ શાસ્ત્રના વચન ઉપરથીજ નિર્ણય કરવો નહિ, પણ તે વચનને યુક્તિથી ગોઠવીને કરવો. એમ ન કરે તો ધર્મનો લોપ થાય છે.

૨૯૫. સત્યની લડાઇમાં બળવાન પણ અધર્મી યોદ્ધાપર નિર્બળ પણ ધર્મિ યોદ્ધા જય મેળવે છે. જેમકે કૌરવ પાંડવના મહા જંગમાં અસંખ્ય અધર્મી યોદ્ધા કૌરવાપર ધર્મિ યોદ્ધા પાંડવોએ જય મેળવ્યો છે.

૨૯૬. કોઇને આજાર ગીરફતાર દેખો તો ખુદાતાલાના સુકર કરજો.

૨૯૭. એક માણસનાં ખોટાં વખાણ કરવાં અથવા તેને ઘટે તે કરતાં વિશેષ કરી તેને સાતમે આસમાને ચડાવવો એ સૌથી હલકામાં હલકું છે.

૨૯૮. તારે જેની સાથે રાત દિવસ ભેગું રહેવું ઠર્યું હોય, અને તે માણસ કદાપી મૂર્ખ કે ગાડું હોય તો તેની તારે ઝાઝી છેડતી કરવી નહીં પણ જેમ બને તેમ તેનું સુધારવાનો ઉપાય કરવો. કેમકે કોઇ પણ પ્રકારે તે તારાથી જુદો પડવાનો નથી. તો

છેડતી કરવાથી ઉલટો તે ખીજાઈ તેની ગ્રઝી મૂર્ખાઇ આપણને જ-ણાવશે, અને ખેદ ઉત્પન્ન કરશે. માટે જેમ બને તેમ તને સુધારવા ઉપાય કરવો. કેમકે એમ કરવાથી આગળ જતાં વખતે આપણને સુખ પ્રાપ્ત થાય છે.

૨૯૯. જે માણસને તેના શત્રુઓ અતિશે નિંદે અને જેને તેના મિત્રો થોડા ઘણા વખાણે તેજ માણસને નસીબદાર જાણવો.

૩૦૦ अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ॥
नित्य सान्नि हितो मृत्युः कर्तव्यो धर्म संग्रहः ॥

દેહ હમેશ રહેવાનો નથી તેમ વૈભવ પણ રહેશે એવી ખાત્રી નથી. અને મોતનો રોજ પાસેતું પાસેજ રહે છે. માટે પુન્યનો સંઘરો કરી રાખવો, કે અંતે કામ લાગે.

૩૦૧. ચિંતારૂપી ચિત્તાગ્નિથી જેમનાં ચિત્ત રાત દિવસ ચરચર બળ્યાં કરે છે તેમનાં ચિત્ત આશારૂપી અત્યુત્તમ ઔષધિથી કંઇક ઠંડાં થઇ શાંતતાને પામે છે.

૩૦૨. દુશ્મન હુજત કરે ત્યારે તે સાથે સખ્તી ન કરવી, પણ નરમીથી જવાબ આપવો વાજબ છે.

૩૦૩. જેના ઘરમાં સલાહ સંપ રહે છે તેજ માણસ સુખી છે, પછી તે રાજા હોય કે ભલે કોઇ ગામડિયો હોય.

૩૦૪. તારા કુટુંબનાં માણસો ઉડાઉ અને બેપરવાવાળાં હોય તો તું તેમને એકાદ બે વાર વિવેકથી સમજાવ કે એમ ન ચાલવું, તેમ છતાં તે ન સમજે તો તું તેમની સાથે વિરોધ ન કરીશ. કેમકે એમ કરવાથી એ પડે તથા બીજાં તેનાં મળતિયાં અને આ વાતથી અણવાકેફ માણસ તારી નિંદા કરશે—માટે જેમ બને તેમ તારે તેમનાથી જુદો સંબંધ કરવો. કેમકે એમ કરવાથી તેમને માથે વ્યવહાર આવી પડશે. એટલે તુરત તેઓ તે ચાલ પડી મૂકશે, અને તુરત નહી પડી મૂકે તો આખર ખત્તા ખાઈ દુખી થઇ પડી મૂકશે.

૩૦૫ विद्या विवादाय धनं मदाय शक्तिःपरेषां पर पीड़नायः ॥

खलस्य साधो विपरीत बुद्धि ज्ञानाय दानाय च रक्षणाय ॥

ખળ અને સજ્જન એની સમજણમાં કેટલો તફાવત છે. જુઓ ખળ ધારે છે કે વિદ્યા ભણવી તે તો વાદ કરવાને માટે, જે ધન મેળવવું તે અહંકાર ધરવા માટે, અને શરીરમાં શક્તિ છે તો તે સામાને પીડા કરવા માટે છે. હવે સજ્જન એમ ધારે છે કે વિદ્યાતો જ્ઞાન મેળવવા માટે. ધન છે તે દાન કરીને કોઇનું કષ્ટ કાપવા માટે, અને શક્તિ છે તે બીજાનું રક્ષણ કરવા માટે છે.

૩૦૬. સમજુ અને પ્રેમી સ્ત્રી પુરૂષ વિરહ દુ:ખથી અન્યોઅન્ય જેવાં ઘેલાં બને છે તેવાં ઘેલાં બીજા કોઈપણ કારણથી ભાગ્યેજ બનતાં હશે.

૩૦૭. મીજલસમાં બેસવું ત્યાં ચુપકીથી બેસવું, અને ત્યાં સલુક તથા ચાલ રાખવામાં આવે છે, તેનીજ પ્રમાણે ખેલ વાતમાં તથા પોતાના ઘરમાં રાખવું વાજબ છે.

૩૦૮. વિચારમાં ગુંથાએલા માણસને પાંખ હોય છે, પણ કામમાં ગુંથાએલા માણસને માત્ર હાથ પગ હોય છે.

૩૦૯. જેમ જેમ દિવસ જતા જાય છે, તેમ તેમ આપણે સમજીયે છિયે કે "આપણ મોટા થઇયે છિયે" પણ એ સમજણ બીલકુલ ખોટી છે. કેમકે જેમ જેમ દિવસ જતા જાય છે તેમ તેમ આપણે આવરદામાં નાના થતા જઇયે છિયે (ઉમર ઘટતી જાય છે) માટે હરેક સત્કર્મ કરવામાં ઢીલ કરવી નહી.

૩૧૦. विना कार्येषु ये मूढा गच्छंति परमंदिरं ॥
अनायासे न लघुतां रवि गेहे यथा शशी ॥

જે મૂઢ માણસ વગર કામે પારકે ઘેર જાય છે તો તે સહેજ હલકો પડે છે. જેમકે સૂર્યના અજવાળામાં ચંદ્રમા વગર કારણે રહેતો તે નિસ્તેજ દેખાય છે.

૩૧૧. પ્રેમી પુરૂષને મન પ્યારી પ્રેમદા, પ્રેમી પ્રેમદાને મન પ્યારો પુરૂષ, એજ સંસારમાં સુખ મય મૂર્તિ છે એમ સમજે છે આહા ! ! પ્રેમની શી બલિહારી છે !!!

૩૧૨. બુઝોરગ મોટા આદમી હોય તેને તાજીમ બુઝોરગી આપવી.

૩૧૩. કુવામાં પડેલું પશુ પણ બહાર નિકળવાને પગ હલાવ્યા કરે છે. પરંતુ હે મન, તને ધિક્કાર છે કે તું ભવસાગરમાં બૂડ્યા છતાં તેમાંથી પાર પડવાને—બહાર નિકળવાને કાંઇપણ ઇચ્છા કરતુ નથી.

૩૧૪. તારા ભાઇ ભાંડુઓ તથા કુટુંબનાં માણસો સમજણાં તથા રળવાને શક્તિમાન છતાં નિરૂધમી રહી ખાધા ગળો રખતાં હોય તો અને તારી શિખામણ માનતાં ન હોય તો તું તરત તેમનાથી જૂદો રહી જૂદો રોજગાર ચલાવજે. પણ ભેગો રહી વિના કારણે તારો જીવ બાળીશ નહી. જો ભેગો રહી જીવ બાળીશ તો તેથી તારા શરીરને તથા તારાં રળેલાં નાણાંને નુકશાન થશે. પણ જૂદો રહી ધંધો ચલાવીશ તો તેથી તારા શરીરનો તથા તારાં રળેલાં નાંણાંનો બચાવ થશે.

૩૧૫ अयं निजः परोवेति गणना लघु चेतसां ॥
उदार चारितानां तु वसुधैव कुटुम्बकम् ॥

આ પારકો અને આ પોતાનો એવું હલકા મનવળાના મનમાં આવે છે, મોટા મનના માણસને તો આખી દુનિયાં પોતાના કુટુંબ જેવી છે, એટલે તે સૌનું હિત ઇચ્છે છે,

૩૧૬. જો તમે તમારાં સંતાનનું સ્થાયી સુખ ઇચ્છતા હોતો તેમને આધિનતા અને પોતે પોતાને કબજામાં રાખવાનુ શિખવો.

૩૧૭. જેને માથે ઘણા શત્રુ ગાજે છે તે હમેશાં ચંચળ હોય વિચિક્ષણ બને છે, અને આળસ તો તેમનાથી અત્યંત દૂરજ રહેછે.

૩૧૮. જૂઠું બોલવું રવા નથી, અને મરજ આવી પડયા સિવાય દવા ખાવી રવા નથી. પણ બીમારી પેદા થાય છે ત્યારે ખાવી પડે છે તેમ જરૂરની વખતે જુઠું બોલવું રવા છે.

૩૧૯. એક કામ કરવા માંડ્યા પછી તેનાં છેવટ માટે શંકાશિલ થઇ તે પડતું મૂકવું તે કરતાં તે શરૂ કર્યા પેહેલાં તેના છે-

વંટ વિષે નક્કી કરી લેવું એ વધારે ડાહાપણ ભરેલું છે.

૩૨૦. જે માણસ ઉપર આપણી પ્રીતિ હશે તે માણસ ગમે તો અઘટિત કામ કરશે તોપણ આપણે તેને નંદિશું નહીં. પણ જે માણસ ઉપર આપણી અપ્રિતી હશે તે માણસ ગમે તેવાં સારાં કામ કરશે તોપણ આપણે તેને નદિશું. માટે માણસે સામા માણસની પ્રીતિ મેળવાય તેવા ઉપાયો કરવા જોઇયે. કેમકે પ્રીતિ છે એ અતિ બલિહારી ચીજ છે.

३२१ परोपदेश कुशला दृश्यंति बहवोजनाः ॥
स्वभाव मनुपर्तं ते सहस्त्रेष्वथ दुर्लभः ॥

સામાને ઉપદેશ કરવામાં કુશળ ઘણા જણાય છે. પણ તે પ્રમાણે પોતે ચાલી શકે એવા તો હજારમાં એક પણ દુર્લભ છે.

૩૨૨. સૂર્યનાં કિરણોની પેઠે સત્ય બહારના કોઇ પણ આચ્છાદનથી ઢાંક્યું રહેતું નથી.

૩૨૩. અસંખ્યયાત્રાઓ અને ઉગ્ર તપશ્ચર્યના મહત્વ કરતાં લવલેશ સતસંગનું મહત્વ ઘણુંજ મોટું છે.

૩૨૪. જેને અક્કલ નથી તેને ઈલમ શિખવાથી કાંઈ ફાયદો નથી.

૩૨૫. આપણે આપણા પાડોશીની દશ ભૂલો શોધી તેના કરતાં આપણે આપણી એક ભૂલ શોધી કાઢિયે તે વધારે સારૂં છે.

૩૨૬. મા બાપને સૌથી મોટું દુઃખ પ્રિય પુત્રનું મર્ણું છે. માટે તેવી વખતે તે કદાપિ બહાવરાં બને તો આપણે તેમની નિંદા કરવી નહીં કેમકે એમને એ દુઃખ સમાન બીજું એકે દુખ નથી.

३२७ शतेषु जायते शूरा सहस्त्रेषु च पंडितः ॥
लक्षेषु जायते वक्ता दाता भवति वा न वा ॥

સો પુરૂષમાંથી એક શૂરવીર નિકળે હજારમાંથી એક પંડિત નિકળે અને સુભાષણ કરનાર લાખ માણસમાંથી એક નિકળે, પ-

રંતુ તેટલી સંખ્યામાંથી દાતા પુરૂષ તો કોઈક નિકળે અથવા ન નિકળે પણ ખરો.

૩૨૮. મોજમઝાએ ઉડી જતા રંગના અને કરમાઇ જતાં ફુલાંના જેવી છે, અને સ્મરણ શક્તિ એ છેવટ સુધી સુગંધી આપનાર ફુલની ઉપમાને યોગ્ય છે.

૩૨૯ इंद्रियाणां जयःशूरो धर्मं चरतिपंडितः ॥
सत्यवादी भवेद्वक्ता दाता भूत हिते रतः ॥

શૂરો એટલે ઇંદ્રિયો વશ કરનાર, પંડિત એટલે ધર્માચરણ કરનાર, વક્તા એટલે સત્ય બોલનાર અને દાતા અટલે પ્રાણી માત્રનું ભલું ઇચ્છનાર.

૩૩૦ अक्रोध वैराग्य जितेंद्रियत्वं क्षमा दया शांति जनाप्रियत्वं ॥
निर्लोभ दाता भय शोक हीनं ज्ञानस्य चिन्हं दश लक्षणानि ॥

અક્રોધ, વૈરાગ, જીતેંદ્રિયપણું, ક્ષમા, દયા, શાંતિ, લોકને વિશે પ્રીતિ, નિર્લોભ, દાતાપણું, અને ભય તથા શોકથી રહિત થવું એ દશ લક્ષણો જેનામાં હોય તેને ખરૂં જ્ઞાન થયું છે એમ જાણવું.

૩૩૧. તમારા લેણદારને તમારી શાહુવટ ઉપર પક્કો ભરોસો છે કે નહીં? તે જાણવાની જો તમારી ઈચ્છા થાય તો તમારે તમારી પડતી વખતમાં અથવા નાંણાની ખરી તંગ વખતમાં તેમને ત્યાં કાંઇક અમૂક નાણાની ભારે રકમ લેવા જવી. જો તે આપે તો તમારી શાહુવટ ઉપર તેમને પૂર્ણ ભરોસો એમ સમજવું. અને ન આપે તો એમ સમજવું.

૩૩૨ उत्तमं सह संगत्यं मानं हानिः पदे ॥
पुष्पमाला प्रसंगेन सूत्रं शिरसि धारयेत् ॥

ઉત્તમ માણુસની સોબતથી ડગલે ડગલે માન વધે છે. જેમકે સુતરનો તાંતણો તુચ્છ જેવો છે. તે પણ ફુલના હારમાં પરોવાયો એટલે તોરો થઇને કોઇ મોટા પુરૂષના મસ્તક ઉપર જઇ બેસે છે.

૩૩૩ पात्रं न तापयति नैवमलं प्रसुते ।

स्नेहं न शोषयति नैवगुणान्क्षिणोति ॥
दोषावसान रुचिरश्चलतां न धत्ते ।
सत्पु कःमुक्ाति सद्मनिकोऽपिदीपः ॥

દીવો ઘરના સર્વ પદાર્થોને અજવાળામાં આણે છે, એમ કુળ દીવો કુળને આણે છે. દીવાથી કુળ દિવો કોઈ અન્ય છે. દીવો પાત્રને (કોડિયાને) તપાવે છે. કુળદીવો પાત્રને (સુપાત્ર નરને) તપાવતો નથી. દીવો મલને (મેસને) ઉપજાવે છે કુળદીવો મલને (પાપને) ઉપજાવતો નથી, દીવો સ્નેહને (તેલને) સોસે છે. કુળદીવો સ્નેહને (પ્રીતીને) સોસતો નથી. દીવો ગુણોને (દીવેટોને) હણે છે. કુળદીવો ગુણોને (સદ્ગુણોને) હણતો નથી. દીવો દોષાવસાન રૂચિર છે, એટલે દોષા જે રાત્રિ, તેના અવસાનમાં એટલે અંતમાં રૂચિર એટલે શોભા દે છે. અને કુળદીવો દોષાવસાન રૂચિર છે એટલે દોષનું અવસાન જે નાશ કરવું તેમાં રૂચિર એટલે પ્રીતિમાન છે. દીવો ડોલવું ધારણ કરે છે. કુળદીવો સ્થિરતા ધારણ કરે છે. પુણ્યવંતોને ઘરે એવો સપૂત કુળદીવો હોય છે. પંડિત કહે છે કે, પુણ્યવંતને સપૂત થાય અને અપુણ્યવંતને કપૂત થાય. ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પુત્રના પ્રકાર હોય છે. તેમાં ઉત્તમ પુત્રતો તેજ કે, જે બાપના ધન, યશ અને પરાક્રમથી પોતાનું ધન, યશ ને પરાક્રમ અધિકું કરે. મધ્યમ પુત્ર તેજ કે, જે બાપના ધન, યશ ને પરાક્રમ જેવું પોતે ધન, યશ અને પરાક્રમ કરે. અધમ પુત્ર એજ કે, જે પુત્ર, બાપે મેળવેલા ધન, યશ અને પરાક્રમને ઘટાડે. જે બાપ પુત્રના નામથી ઓળખાય તે બાપને ધન્ય છે. જે પુત્ર બાપદાદાના નામથી અથવા મોસાલ પક્ષના કે માના નામથી ઓળખાય તેને ધિઃક છે. જેના પુત્રના ગુણો આર્યજનો વખાણે અને શત્રુઓ પરાક્રમ વખાણે એવા પુત્રથી પિતા પુત્રવાન જાણવો. જે પુત્ર ધાર્મિક, પરોપકારી, શાંતિમાન, સુજન, હોઇને પોતેજ ધન મેળવે, પોતાનાજ નામથી ઓળખાય, અને પોતાની મેળેજ સંકટને દૂર કરે, તે પુત્રને ધન્ય છે. માણસને મુદલ પુત્ર ન થાય તે સારૂં

પણ કપૂત થાય તે સારો નહિ, કારણ કે કપૂત માતપિતાને જવાનીમાં જરાવસ્થા ઉપજાવે છે તથા મનમાં માનસિક દુઃખનો વધારો કરે છે. જેમ ચંદન વૃક્ષ પાસેના વૃક્ષોને પરિમલવાન કરે છે, એમ સપૂત કુળજનોને કીર્તિ માન કરે છે. જેમ બેહેડાનું ઝાડ પાસેના વૃક્ષોને દુર્ગંધમાન કરે છે, એમ કપૂત કુળજનોને કલંકવાન કરે છે. જેમ ભાગલું નાવ બેસનારાઓને બુડાડે છે, એમ કપૂત આશ્રિતોને બુડાડે છે. કપૂત કુટુંબીઓને નીચું જોવરાવે છે, ને શત્રુઓને હર્ષ ઉપજાવે છે. કેટલા એક એવું માગે છે કે જે પુત્ર બાપની કમાયલી લક્ષ્મી ભોગવે, બાપના નામથી ઓળખાય. અને બાપ જેને સંકટમાંથી છોડાવે એવા પુત્ર પ્રભુ દેશો માં.

૩૩૪ अधमैःसहसगत्यं मानहानिः पदे पदे ॥ त्यज दुर्जन संसर्गानुं भजसाधु स ागमम् ॥ अग्नि लोह प्रसंगे न घनघाते न पीडयते ॥

નીચા માણસની સોબતથી ડગલે ડગલે અપમાન અને દુઃખ થાય છે, માટે દુર્જનની સોબત તજીને સારાની સોબત કરવી. જેમ અગ્નિ જેવા પદાર્થને લોઢાની સોબત થાય છે (લોઢું અગ્નિમાં તપાવે છે) ત્યારે મોટા ધણના મારથી ટીપાવું પડે છે.

૩૩૫. જુવાન સ્ત્રીને અલંકાર કરતાં વિનય અને પતિવ્રતાપણું વિશેષ શોભા આપે છે. કેમકે અલંકાર તો ફકત શરીરના ઉપરના ભાગનેજ શોભા આપે છે, પરંતુ વિનય અને પતિવ્રતાપણું તો શરીરના ઉપર અને અંદરના એટલે મનના બંને ભાગોને શોભા આપે છે. માટે હરેક જુવાન સ્ત્રીએ પેહેલા કરતાં બીજા અને ત્રીજા શણગારપર વિશેષ પ્રેમ રાખવો.

૩૩૬ सुजनो दुर्जन श्चैव उभौ तौ नित्य दुःखितौ ॥
सुजनःपरदुःखेन परसौख्येत दुर्जनः ॥

સજ્જન અને દુર્જન બંને દુખિયા હોય છે કેમકે સજ્જન પારકા દુઃખને મટાડવાની ચિંતાથી દુઃખી રહે છે, અને દુર્જન પા-

રકું સુખ જોઇને બળવાથી દુખી રહે છે.

૩૩૭. કોર્ટ (કચેરી) અને સમુદ્ર એક સરખાં છે. એ બંનેમાં હરેક ચીજ પવન ઉપર આધાર રાખે છે. પવનના ઝપાટાનું જોર જેણી ગમ વધારે લાગે તેણી ગમ સમુદ્રમાં ફરતાં વહાણો વગેરે ખેંચાઇ જાય છે, તેમ કચેરીમાં થતાં કામ કાજ પણ તે કામ કરનારના મગજના ફાંટા રૂપી પવન પ્રમાણે ચાલ્યા કરે છે. ઇનસાફને હાથ પગ નથી, એમ કહેવાનું કારણ એજ છે.

૩૩૮. ઉડાઉ માણસે બજારમાં કે એવીજ બીજી પૈસા વપરાઇ જાય એવી જગો ઉપર જતાં પેહેલાં પોતાનું ખીસ્સું ખાલી કરીને જવું કે ત્યાં ગયા પછી પૈસા વગર કોઈ પણ ચીજ લેઈ શકાય નહીં.

## ટીટોડી પ્રત્યે અન્યોક્તિ.

### વસંતતિલકા વૃત.

ઉંધે શિરે લટકીને અભિમાન રાખે,
બ્રહ્માંડ પ્રૌઢ પતિતં મુજપાય પાખે;
ઓ ગાંડી એ ગરવ દે ઘટમાંથી છોડી,
થોડી શિખામણ તને, દઉં છું ટિટોડી. ૧

આ અન્યોક્તિ કેટલાક મિથ્યા અભિમાની માણસોને માટેછે. જેઓ પોતાનું કામ "અમે પોતેજ કરી શકિયે, અને બીજાથી એ કામ બનેજ નહીં," એમ ધારે છે, તેઓને તો આ શિખામણ ખાસ ધ્યાનમાં લેવા લાયક છે.

એક ગર્વિષ્ટ કારકૂન પોતાના કામથી હમેશ મગરૂર રહેતો. જો કે કાંઇ એક નવું સવું કામ પ્રથમ થોડું ઘણું કઠિણ લાગે છે, પણ સહવાસ અને માવરાથી કેટલોક વખત વિત્યે તે સહજ સાધ્ય થાય છે, આ બાબત એને ભાન ન હોવાથી તે હમેશ અભિમાનની ખુમારીમાં મશગુલ રહેતો.

એકાએક તેજ કારકુનની બદલી બીજે સ્થળે થવાના પ્રસંગમાં જ્યારે એના કામનો ચાર્જ બીજા નોકરને તપાસી લેવા જરૂર પડી,

ત્યારે તેણે ચાર્જ આપતાં પોતાની શક્તિની બડાઇ સુચક સ્મિત હાસ્ય કર્યું. ચાર્જ તપાસી લેનાર માણસ સભ્ય હતો. તેથી તેને કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહીં, પણ એનો યોગ્ય ઉત્તર આપવા ત્યાં બેઠેલા એક કવિએ જરૂર જોઇ. એ તકે ઓફીસ બહારના મેદાનમાં એક વડના ઝાડે ટીટોડી ઉંધે માથે લટકતી હતી, તેને જોઇ તે કવિયે ઉપરની અન્યોક્તિ કહી કે "માત્ર મારા પગના આધાર વગર આ મોટું બ્રહ્માંડ તૂટી પડશે, એમ ઉંધે માથે લટકીને આવું મિથ્યાભિમાન તું શા માટે રાખે છે? હે ટિટોડી, હું તને થોડી શિખામણ દઉં છું, કે ગાંડી તારા મનમાંથી સઘળો ગર્વ કાઢી નાંખ." આ સાંભળીને પેલા મદમાં મસ્ત થયેલા ભાઈનો ઇશક કાંઇક થંડો થયો.

આ તો એક ઓફિસના કારકૂનનીજ વાત છે, પણ "અક્કલ અંધારે વહેંચાણી છે." એ કહેવત પ્રમાણે અમે એવા ઘણા માણસો જોયા છે; ગાડા નીચે કૂતરૂં ચાલ્યું જાય છે, તે જાણે મારેજ માથે ગાડાનો બધો ભાર છે, એમ અંતરમાં મિથ્યા અભિમાન રાખે છે. તેમ એક મોટા અમલદારના હલકા નોકરો પણ પોતે આખી અમલદારીનો રોફ બજાવવામાં કશું બાકી રાખતા નથી. મદ મહા ભૂંડો છે.

૩૪૦. જો તમારે તમારા મિત્રોને વશ કરી તાબે કરવા હોય તો બેશક તેઓને દરરોજ તમારે ઘેર બોલાવી માનપૂર્વક તેમની સદ્ભાવથી આસના વાસના કરવી, આથી દિન પ્રતિદિન પ્રીતિમાં વધારો થઇ તેઓ તમારા સદાના અંગના માણસ થઇ પડશે.

૩૪૧. "સુપાત્રે દાન કરવું" એ મહાવાક્ય હૃદયમાં યાદ રાખવા જેમ છે. ગધેડીને સોમણ સાબુથી નદીમાં નવરાવતાં પણ તે જેમ ગાય થતી નથી અથવા દુધ અને સાબુથી ખૂબ ધોવા છતાં કોયલા જેમ કાળાના ધોળા થતા નથી, તેમ કુપાત્ર માણસ પણ કદિ સુપાત્ર થતા નથી. એવા માણુસોને કરેલું દાન ખારવાળી જમીનમાં વાવેલા અનાજની પેઠે ફોકટ જાય છે. અથવા પાણી પાઇને ઉછરેલા બાવળની પેઠે સૂળાનો સરપાવ આપનાર જેવું નિવડે છે. એવા

પણ દુષ્ટ પુરૂષો દુનિયામાં છે કે જેઓ પોતાના ઉપર ઉપકાર કર-નારનું ભૂંડું કરવામાં આનંદ માને છે એટલુંજ નહી, પણ હરહડ-તા દુશ્મનથી પણ જે કામ ના થાય તેવાં કામ એ પાપીઓ છચોક કરે છે. એવા કુપાત્રો ઉપર દયા ભાવથી કે શરમથી કે ગ-મે તે કારણથી ઉપકાર કરવો તે હાથે વતી પગપર કોવાડો મારવા જેવું છે. માટે કોઈપણ પ્રકારનું દાન કરતા પેહેલાં પાત્ર કુપાત્રની ખરી પરીક્ષા કરવી અને જેને જે ઘટારત હોય તે આપવું ઢોંગ ધતૂરા, વાચાળપણું, ખુશામત અને ઉપર ઉપરની બીજી ટાપટીપ-થી અંજાઇ જઇને અથવા કોઈપણ પ્રકારનો સ્વાર્થ સાધવાની ઇ-ચ્છાથી ના લાયક માણસને કદિ ઉત્તેજન આપવું નહીં. હાથનાં કર્યા હૈયે ના વાગે તેની ખુબ કાળજી રાખવી જોઇએ. ગમે તેવા માણ-સને દાન આપવાથી સારૂં ફળજ થતું હોત તો પાત્ર કુપાત્રની પરી-ક્ષા કરવાનું ડાહ્યા માણસો કહેતજ નહી.

૩૪૨. પ્રમાણીકપણે ચાલનાર મનુષ્ય આ જગતમાં પવિત્ર દે-વની પેઠે પૂજાય છે કેમકે પ્રમાણીકપણાના પવિત્ર ગુણને લીધે તેના હરેક કર્મ દોષ રહીત હોય છે. પરમેશ્વરની પૂર્ણ કૃપાવિના એ મ-હાન્ ગુણ મનુષ્યને મળી શકતો નથી.

૩૪૩ योनददातिनभुंक्ते सातिरिभत्रैनैवयस्यतद्रव्यं ॥
तृणमयक्रात्रिम पुरुषो रक्षतिसस्यंपरस्यार्थे ॥

વૈભવ પ્રાપ્ત થયા છતાં જે તેનો ઉપભોગ કરતો નથી એટલે દાન કરતો નથી અને પોતે ખાઇ પીને સુખ માણતો નથી તેનું તો દ્રવ્ય નથી. જેમ ખેતરનો પાક સાચવવાને ઘાસનો પુરૂષ કરી મૂ-ક્યો હોય તે કેવળ બીજાને માટે ધાન્યનુ રક્ષણ કરે છે તેમ (ભો-ગવે તે ભાગ્યશાળી),

## આગિયા વિષે અન્યોક્તિ.

ચમક ચમક કરી અદ્ધર હવામાં ઉડી,
આગિયો ઈંદુ રને કહે આવી જા મેદાનમાં;
માંદાવાળા ચાંદા નર તન વિણુ માદા યોગ્ય,

માની તને "મા" વદે છે, માનવી સૌ માનમાં;
ઉંચો ઉંચો આભલામાં, ડરી જાય ક્યાં ખુલાખી,
તન મન કરી બેઠો તેજ તણા તાનમાં;
ઈંદુ કહે ચાર ચાર માસની સબુર ધર,
ગુમ થયો આગીઓ અભાગિયો ગુમાનમાં.

આ અન્યોક્તિ ટુંક બંડોળિયા, આછકલા, ડોળ ઘાલુ, અને અહંકારમાં આંધળા થયેલાને માટે છે. જેઓ જાણે છે કે દુનિયામાં ચતુર, બળવાન અને વિદ્વાન અમે એકલાજ છિયે, અમારી બરોબરી કરનાર કોઈ છેજ નહિ, અમારા જેટલું કોઇને જ્ઞાન નથી, અમારા જેટલું બળ નથી, અને અમારા જેટલી કોઇને આવડત પણ નથી. તેઓએ કૃપા કરી આ અભાગિયા આગિયાના અભિમાનનું પરિણામ અંતરમાં ઉતારવું જોઇએ.

ચોમાસામાં ચમક ચમક કરતો અને હવામાં અદ્ધર ઉડતો એક આગિયો ચંદ્રને જોઇ કહેવા લાગ્યો કે, હે ચંદ્ર, તું મેદાનમાં લડવા આવી જા. અરે ચાંદા થયા છે એવા પુરૂષાર્થ વગરના તને સ્ત્રી રૂપ ધારી મનુષ્યો "મા" વદે છે, (ચંદ્રને કેટલાક ચંદ્રમા કહે છે તે) તારા તેજમાં તનમન કરી ડરી ડરીને હવે ઉંચો ઉંચો આભલામાં કેમ જાય છે? નીચે આવ, ને બતાવ તારૂં બળ. ત્યારે તેને ચંદ્રે જવાબ દીધો કે ભાઈ કૃપા કરીને મને ચાર માસ લડાઇની તૈયારી કરવાની મુદત આપ એ મુદતમાંજ એટલે ચોમાસુ વિત્યા પછી આ અભાગિયો આગિયો પોતાના ગુમાનમાં નાશ પામ્યો.

આ લખવાની મતલબ સમજુઓ તો તરત સમજ્યા હશે. અજ્ઞાનો પણ વાંચી વિચારી સમજશે. પણ અફસોસ! અર્ધદગ્ધો કેમે કર્યા સમજતા નથી.

૩૪૫. પોતાના તાબેદાર ફરજંદ, ઓરત, સગાંને સખતીની વખતે મદદ કરે તે સખસ દુનિયામાં સરદારી ગુજરગીને લાયક છે.

૩૪૬. ઉડાઉપણા કરતાં કંજુસાઇ ઘણે દરજ્જે સારી છે. કેમકે ઉડાઉપણું રાખવાથી પ્રથમથીજ મનમાં દેહેશત હોય છે કે આખરે આપણી પૂરી ફજેતી થશે. આવું સમજ્યા છતાં પણ એ ઉડાઉ-

પણાની પકડેલી રીત મૂકાતી નથી. કેમકે પ્રથમ કેટલાક દિવસ સુધી એ વાતની ગમ ન પડે. અને જ્યારે એ ઉડાઉપણાની રીત સાધારણ થઇ પડે ત્યારે પછી ગમ પડે એટલે મૂકી શકાય નહી. અને આખરે ન મૂકવાથી ભોપાળું નીકળી પૂર્ણ ફજેતી થાય છે. બળ કે કંજુસાઈથી આપણને ઉલટું સુખ થાય છે. પ્રથમ કંજુસાઇ કરતાંજ આગળ ફાયદો થઈ કાંઈક સંગ્રહ થશે એ આશાએ મન પ્રફુલ્લીત રહે છે. અને આખરે સંગ્રહ થયેથી સંગ્રહની રકમ દેખી આપણું મન અત્યંત પ્રફુલ્લિત થાય છે. માટે ઉડાઉપણા કરતાં કંજુસાઇ રાખવી એ આપણને સુખકારક છે.

૩૪૭. હુકમ કરવો જરૂર થાય ત્યારે સખ્તી સાથે કરવો, હલકાઇનો ના કરવો. ખેતી કરનાર લોકથી ગાફલ ન રેહેવું. શાથી જે જમીનની આબાદાની એ લોકોથી છે. અને લશ્કર ખજાનો એથી જાદે થાય છે.

૩૪૮. શ્રીમંતની પાડોશમાં ઘર ના લેવું. કેમકે ખીજમતનો બદલો નહીં જાણે.

૩૪૯, એક વખતે અનેક ધંધાઓ કરવાથી તેમાંના એકે ધંધાનું સારૂં મન માનતું ફળ આપણે મેળવી શકતા નથી. માટે બેહેતર છે કે તે કરતાં એક અમૂક ધધા પાછળજ તનમન અને ધન ખરચવું કે તેનું મન માનતું ફળ મળે.

૩૫૦. માબાપે પોતાનાં છોકરાંને કલ્યાગરૂ થાય તેવું શિક્ષણ આપવું એથી તેમને પોતાને પણ એ બાબત સારો ધડો મળી શકશે. મતલબ કે છોકરાંને જે શિખવવામાં આવે તે પ્રમાણે તેને શિખવનારની વર્તણુંક હોય તોજ તેની અસર ધાર્યા પ્રમાણે થાય, નહીં તો તેથી ઉલટી અસર થઇ છોકરૂં બગડે અને તેની રેહેણી કરણી બીજા ભિન્ન નીવડે; આથી કરીને શિખવનારને પોતાને પોતે શિખવે તે પ્રમાણે ચાલવાની જરૂર પડે છે અને તેથી ઉભયને લાભ છે.

૩૫૧. જ્ઞાન એ મનુષ્યના જીવતરનું ખરૂં સાર્થક છે. તે મનુષ્યના મનને ઊંચ કરે છે. જગતમાં મનરંજન કરે છે; એકાંત

સ્થળમાં તેની આગળ આનંદની વૃષ્ટિ કરે છે; લોભ, લાલચ વિગેરે અનેક દુર્ગુણની સામે તે પ્રબળ ધીંગી ઢાલ છે. આફતની વખતે તે આપણને શાંત રાખે છે. માટે મનુષ્ય માત્રે જ્ઞાન ગ્રહણ કરવું જોઈએ.

૩૫૨. જેઓએ દુનિયાં સારી પેઠે જોઈ નથી તેઓ મોટા માણસો તથા બડે લોકોની દોસ્તીથી ઘણા ખુશી થાય છે. પણ ડાહ્યા માણસો, જેમને અનુભવ સારો મળેલો હોય છે તેઓ એવા લોકોની દોસ્તીને સર્પના ડંખ જેવી ભય ભરેલી ગણે છે.

૩૫૩. तक्षकस्याविषंदंते मक्षिकायाविषंशिरः ॥

वृश्चिकस्याविषं पुच्छेसर्वांगे दुर्जनो विषं ॥

સર્પના દાંતમાં ઝેર હોય છે, માખીના માથામાં ઝેર હોય છે, વિંછીની પૂછડીએ ઝેર હોય છે, અને દુર્જનનું આખું શરીર ઝેરમય હોય છે. મતલબ કે દુર્જન એ ઝેરરૂપજ છે.

૩૫૪. તમારા દુશ્મનનો કોઈ મિત્ર તમારા દુશ્મનની ગુપ્ત વાત તમને જણાવી તમારી દોસ્તી કરવા ઇચ્છા કરતો હોય તો તમે કદી પણ ભૂલે ચૂકે તેની દોસ્તી કરશો માં. કારણ કે મિત્રદ્રોહી માણસ કદી પણ મિત્રાઇ કરવાને લાયક હોતોજ નથી. મિત્રદ્રોહી સદા મિત્રદ્રોહીજ હોય છે.

૩૫૫. મમતાના સઘળા વિષયોમાં "આશા" એ બહુ લાભકારક છે, અને જો ઘણીવાર નિરાશ થવામાં ના આવે તો એથી (આશાથી) રૂડી ઈચ્છાઓની સાથે કલ્પનાઓને પુષ્ટી મળે છે અને તેના યોગે જીવીતનો વધારો થઈ શકે છે.

૩૫૬. જે કામ પરમેશ્વર નિમિતનું હોય તેમાં દુશ્મની કરવી પડે તો કરવી.

૩૫૭. કલેશ હમેશાં પોતાની સાથે દુઃખને દોરતોજ આવે છે. આ કારણથીજ જેના કુટુંબમાં હમેશાં કલેશ હોય છે, તેના કુટુંબમાં હમેશાં દુઃખ પણ હોય છે.

૩૫૮. अर्थनाशंमनस्तापं गृहेदुश्चरितानिच ।
वञ्चनंचापमानंच मतिमान्नप्रकाशयेत् ॥

પૈસાની હાની, મનનો પરિતાપ, સ્વગૃહે થતાં દુરાચરણ, કોઇ વડે ઠગાયા હોઇએ તે, અને પોતાનું થયેલું અપમાન, એટલી વાતોને બુદ્ધિમાન પુરૂષે કોઈની આગળ કહેવી ન જોઇએ.

૩૫૯. પેદાશ મુજબ ખરચ કરવું કે તેથી હાજતમંદ મોહોટાજ નહિ રેહેશે.

## ૩૬૦. समुद्रान्योक्ति.

### शार्दूल विक्रिडितम्.

आस्तांता वदहो समुद्रमहिमा दूरेपिकर्ण प्रिय ।
स्तीरे यस्यपिपासयैव गमनं प्राप्नोति शिघ्रं जनः ॥
तस्मादम्बु निधेर्वरं लघुसरःकपोथवा वापिका ।
यत्र स्वात्म करद्वयेन सलिलंपापीयते स्वेच्छया ॥

"નામ મોટાં ને દર્શન ખોટાં." વેગજેથી આપણે જેનો મહિમા સાંભળીએ છિએ, જેને માટે આપણા મનમાં સારા સારા વિચાર હોય છે; જેને માટે આપણે માનવૃતિ ધરાવતા હોઇયે છિયે, તે સઘળાઓના ખરા ગુણ પાસે જવાથી અગર પરિચયથીજ જણાય છે. કેટલાક તો એવા નિકળે છે કે જ્યારે તેઓને આપણે મળીએ ત્યારે એમજ કહિયે કે જેમને માટે આપણે સાંભળ્યું છે તે આ નહીં હશે. એવા મનુષ્યોને કવિયે આ અન્યોક્તિમાં ઘણોજ સુબોધ આપ્યો છે. કોઈ ગામમાં એક કવિ રેહેતો હતો, તેણે દૂરના એક રાજાના વૈભવ વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું. લોકો વાતો કરતા હતા કે એ રાજાને ત્યાં તો હજારો હાથી, ઘોડા, મેના, રથ વગેરે છે. અગણિત દોલત છે, અને ન વર્ણવી શકાય એવો અનુપમ તેનો વૈભવ છે. તેનું નગર એ ખરેખર ઇન્દ્ર નગર છે. આવો

આવો વૈભવ સાંભળીને પેલા કવિયે ધાર્યું કે આવો વૈભવી રાજા વિદ્યાનો પણ શોખી હશે, માટે એને ત્યાં જઇ મારૂં ચાતુર્ય બતાવું તો ખરેખર ન્યાલ થાઉં, અને મારા જન્મારાનું દુઃખ જતું રહે. એમ વિચાર કરી જોઈતી તૈયારી કરી તે શેહેર તરફ ચાલ્યો. દસ બાર દિવસે ત્યાં પહોંચ્યો. અમુક ઠેકાણે મુકામ કરી જમી કરીને તે રાજાની દરબારમાં જવા નિકળ્યો. પણ દેવડિયે જતાં દરવાનોએ તેને ધમકાવી કાઢી મૂક્યો. કારણ કે તે રાજા વિદ્યાનો વ્યસની નહોતો. તેમજ કવિતાપર તેને કશો પ્યાર નહોતો પણ તે તો મોજ શોખમાં ગરક થઈ ગયેલો હતો, ત્યાં આ ગરીબ કવિનું શું ચાલે? રોજ ધક્કા ખાય અને દેવડિયે ભટકાઈ રોજ પાછો ફરે. આખરે નિરાશ થઇ ત્યાંથી નિકળી ચાલ્યો. તે શેહેરથી બે ગાઉપર એક સુંદર તળાવ હતું, ત્યાં તે વિસામો ખાવા બેઠો. એટલામાં તે રાજા શિકારે ગયેલો તે દૈવયોગે તે તળાવ કિનારે પાણી પીવા આવ્યો. કવિયે તે રાજાને ઓળખ્યો, અને તેને સંભળાવવા માટે સમુદ્ર પ્રત્યે મોટેથી બોલ્યો કે "હે સમુદ્ર તારો મહિમા દૂરથીજ કાનને પ્રિય લાગવા દે. કારણ કે તારે તીરે આવેલો મનુષ્ય, પાણી પાણી કરતો જલદી મરણ પામે છે, તારા કરતાં તો આ નાનું તળાવ અથવા વાવ કે કુવો લાખ દરજ્જે સારાં; કેમકે તૃષાતુર માણસ સુખેથી ખોબો ભરી પાણી પીએ." આ સાંભળી તે કવિની કવિતાનો મર્મ તે ચતુર રાજા સમજ્યો, અને પોતાની મહામૂલિ કંઠી ઉતારી તે કવિને પેહેરાવી. કવિ પણ ખુશી થતો પોતાને ઘેર ગયો.

ઘણુંખરા રાજાઓ અને શ્રીમંતો આવાજ હોય છે. તેઓ વિદ્વાનોને કશું ઉત્તેજન આપતા નથી. "ડુંગરા દૂરથી રળિયામણા" એ કહેવત એવા લોકોને સારી પેઠે લાગુ પડે છે. જે લોકોપયોગી કામ સાધારણ સ્થિતિના લોક કરશે તેટલું પણ કામ એવા શ્રીમંતોથી થનાર નથી. આ પરથી ધનવાનોએ ધડો લેવો જોઈયે. પૈસા મળ્યા તે મોજશોખ, રમતગમત વગેરેમાં ઉડાવવાના નથી. નાચરંગ કે ભોગ વિલાસાદિ ક્ષણિક સુખમાં ખરચી નાંખવા

નથી. પણ લુલા, પાંગળા, આંધળા અને બીજે એવે પ્રકારે અશક્ત થયેલાને માટે, વિદ્યાને ઉત્તેજન આપવા માટે, હુન્નરકળાને ખીલવવા માટે અને હરેક પ્રકારે પોતાથી જેટલો બને તેટલો પરોપકાર કરવાને માટેજ છે. માટે આ લોક તથા પરલોકનું સુખ સાથે ઇચ્છતા હોતો, સમુંદ્રના જેવા નકામા ન થતાં તળાવ વાવ વગેરેના જેવા થઈ લોકોના ઉપયોગમાં આવો।

૩૬૧. ફજેતીની કુંચી લોભ છે. બદફેલી પસ્તાવાનું મૂળ છે. સંતોષ શાંતીનું મૂળ છે. અજ્ઞાન છે તે સૌથી મોટી વિપત્તિ છે.

૩૬૨. સારા અને નઠારા ઉભય ભાગ્યની વખતે મહાત્મા પુરૂષો સમાન વૃત્તિથી ચાલે છે. નીચે કેમ પડવું અને ઊંચે કેમ ચઢવું તે તેઓ સારી રીતે જાણે છે, તેથી તેઓ ફતેહ પામ્યાથી રાજી રાજી થઇ જતા નથી, તેમજ નિષ્ફળ થવાથી શોકાતુર પણ થઇ જતા નથી.

૩૬૩. માફ—આપણો દુશ્મન કાંઈ આપણું બગાડે તેના કરતાં જો આપણો દોસ્ત આપણું કામ બગાડે તો તેને માફ કરવું વધારે કઠિણ છે. દુશ્મનથી માઠું થાય તેમાં દુ:ખ ઓછું લાગે છે.

૩૬૪. ददाति प्रति गृण्हाति गुह्य माख्याति पृच्छति ॥
भुक्ते भोजय ते चैव षड् विधं प्रीति लक्षणं ॥

પોતાના મિત્રને કાંઇ પદાર્થ જોઈએ ને તે આપણી પાસે હોય તો આપવો તથા તેની પાસે હોય ને આપણે જોઇએ તો લેવો, છાંની વાત એક બીજાને કહેવી અને સાંભળવી, તેને ઘેર જમવું ને પોતાને ઘેર તેને જમાડવો એ છ પ્રીતિનાં લક્ષણ છે.

૩૬૫. परोपदेश वेलायां शिष्टाः सर्वे भवंतिच ॥
विस्मरंतिहि शिष्टत्वं स्वकार्ये समुपस्थिते ॥

બીજાને ઉપદેશ કરતી વખતે સઘળા માણસો શ્રેષ્ઠ થઇને બેસે છે. પણ પોતાને માથે જ્યારે તેવું કામ કરવાનું આવી પડે છે ત્યારે પોતાની શ્રેષ્ઠાઈ ભૂલી જાય છે.

## अनुष्टुप.

૩૬૬. यस्यभार्या गृहे दक्षा भर्तारमनुगच्छति ॥
नित्यं मधुर भाषीच साश्रीरेव नसंशयः ॥

જે પુરૂષના ઘરમાં સ્ત્રી ડાહી, અને પુરૂષની મરજી પ્રમાણે ચાલનારી છે, તથા મધુર ભાષણ કરનારી છે, તે સ્ત્રીને સાક્ષાત લક્ષ્મી જેવીજ જાણવી.

૩૬૭. पिबंति नद्यः स्वयमेव नांभः खादंति न स्वादु फलानि वृक्षाः ॥
पयोधरा नैव चरंति सस्यं परोपकाराय सतां विभूतयः ॥

નદિયો જળનો સંઘરો કરે છે તે કાંઈ પોતાનેજ માટે નહિ, પણ હરકોઇને પિવા માટે; વૃક્ષ સ્વાદિષ્ટ મેવો ઉત્પન્ન કરે છે તે કાંઈ પોતાનેજ ખાવા માટે નહિ, પણ હરકોઈને સારૂં; મેઘ રાજા ઘાસ વગેરે ઉત્પન્ન કરે છે તે કાંઇ પોતાનેજ ખાવા માટે નહિ, પણ હરકોઇનેજ માટે; તેમજ સજ્જન પુરૂષની સમૃદ્ધિ પરોપકારને માટેજ છે, ફકત તેનાજ સ્વાર્થને માટે નથી.

૩૬૮. સ્વતંત્રપણું ભોગવતા દેશને બે તરફના શત્રુથી હમેશ બીવું પડે છે. બહારના દુશ્મનોથી કે, જે તેને છીનવી લેવાની તજવીજ કરે છે. અને માંહેલા લુચ્ચાઓથી કે જે તેની છૂટનો નાશ કરવાના હથિયાર થઇ પડે છે.

૩૬૯. આપણી દુઃખી અવસ્થામાં બીજાનાં સુખ જોઈ આપણે આપણા મનમાં ખેદ ન કરવો, પરંતુ આપણા કરતાં પણ વિશેષ દુઃખી માણસની અવસ્થા જોઇ આનંદની સાથે ઇશ્વરનો ઉપકાર માનવો. કારણ કે હજુ આપણા કરતાં પણ વિશેષ દુઃખી બીજાં ઘણાં છે તો શું એ ઇશ્વરની આપણા ઉપર ઓછી કૃપા છે?

૩૭૦. માણસના માથાપર કોઇ પ્રકારની આપત્તિ આવી પડે અને એ જો ધૈર્ય રાખે તો ઉદ્યોગનાં ફળ તે નિર્વીઘ્નતાથી ભોગવે છે. માણસ જો ધૈર્ય તજે તો તેના શરીરમાં આળસ પેશી જાય

છે. ચિંતા શરીરને બાળે છે, અને આળસ ઉદ્યોગ કરવા દેતું નથી. એટલે તેને ઉદ્યોગના ફળની આશા નથી. ધૈર્ય રાખવાથી પુરૂષનું શરીર બળ અને બુદ્ધિબળથી આખી અણિયે રહે છે. એટલે તેવડે ઉદ્યોગ કરીને પોતાનાપર પડેલી આપત્તિનો નાશ કરે છે, અને પછી તે પૂર્વના જેવું સુખ ભોગવે છે.

૩૭૧. બીજા માણસોની બીક રાખ, તેના કરતાં વધારે બીક તારા પોતાનાજ અંતઃકરણની રાખ. જે માણસ પોતાના અંતઃકરણથી ડરીને ચાલે છે, તે પશ્ચાતાપ કરવો પડે એવું કામ ભાગ્યેજ કરે છે.

૩૭૨. નિતિવાન પુત્રનું માન મુરાતબ લોકોમાં વધવું ઘટવું એ તેના માબાપની વલણ ઉપર વિશેષ આધાર રાખે છે. કેમકે મા બાપ જો એવા પુત્રને માન મુરાતબથી બોલાવે છે તો લોકો પણ તેને માન મુરાતબથીજ બોલાવે છે. અને મા બાપ જો માન મુરાતબથી નથી બોલાવતાં તો લોકો પણ માન મુરાતબથી નથી બોલાવતા.

૩૭૩. धवे पराक्षेऽपि कदाचिदेयुर्गृहंतदीया अपिवा महान्तः ॥

ते पूजनीया बहुमान पूर्वनो चे निराशाः कुलदाह काः स्युः ॥

સ્વામિ ઘેર ન હોય ત્યારે પણ કદાચિત્ તેના ગુરૂજન આદી અથવા મિત્ર સગા આદિક ઘેર આવેતો બહુ માન પુરઃસર તેમનો આદર સત્કાર કરવો; કેમકે જો એવી રીતે તેમનો સત્કાર કરવામાં ન આવે તો તેઓ નિરાશ થઇને કુળનો નાશ કરનારા થાય છે.

૩૭૪. મારા શત્રુ ઘણું જીવો, કારણ તેઓનાથી હું વિચિક્ષણ રહું છું. જ્યારે જ્યારે મારી કાંઇ ભૂલચૂક થાય છે, ત્યારે તેઓ મને ભૂલની ચરચા કરી શિખામણ દે છે. શત્રુથી મનુષ્ય સાવધ રહી સર્વ કામ કાળજીથી કરે છે, કે રખેને ભૂલ પડશે તો ફજેતી થશે.

૩૭૫. विक्रांतिनैवगच्छंतिसंगदोषेण सावधः ॥

आवोष्टि तो महासर्पैश्चंचदनोनाविषायते ॥

સાધુ જનોને દુષ્ટ જનના સંગનો દોષ (વિકાર) લાગતો નથી; જેમ ચંદનના ઝાડને મોટા મોટા સર્પ વિંટાઇ વળ્યા છતાં તેમના ઝેરથી તે વૃક્ષ ઝેરી થતું નથી.

૩૭૬. મૂરખને પારકે ઘેર જમવું ઘણું મીઠું લાગે છે, પરંતુ પારકાને પોતાને ઘેર જમાડવું ઘણું કડવું લાગે છે.

૩૭૭. પ્લેટો નામના એક મહા વિદ્વાનને એક જણે કહ્યું કે તારા કેટલાક દુશ્મનો તારી નિંદા કરે છે; તેણે ઉત્તર આપ્યોકે તેની કાંઇ ચિંતા નહીં, હું મારાં આચરણ એવાં સારાં રાખીશ કે તેમની લવરી ઉપર કોઇ વિશ્વાસ લાવશે નહીં.

૩૭૮. અમુક ઝાડ પવનના જોરે ઉખડી પડયું એમ સાંભળવામાં આવે તો નક્કી જાણવું કે તેને ડાળાંપાંખડાં ઘણાં હતાં પણ મૂળિયાં થોડાં હતાં. કાચા પાયે મોટું કામ ઉઠાવ્યું હોય તે એવા ઝાડની પેઠે ભાગી પડે છે. થોડી મુડીમાં લાંબો વેપાર ડોળનારની પણ એજ દશા થાય છે. 'ઢમઢોલ ને માંહે પોલ' એ પ્રમાણે ઓછી આવડે ભારે આડંબર કરી લોકોને ઠગનાર પણ થોડા વખતમાં ઉઘાડા પડી ફજેતીના ફાળકે ચઢી નિંદાય છે. ઘણા માણસો ચાહાનારા હોય પણ ખરી વગ જોઇયે તેવી ના હોય તો ડામાડોલ ચાલતાં ખાતાંમાં નોકરી કરનાર ઠરીઠામ પડતો નથી. મોહજાળમાં લપટાયલાં માણસો સત્ય પ્રેમરૂપી ગુણના મૂળના અભાવે થોડા વખતમાં એક બીજાનાં દુશ્મન બને છે. એમ દુનિયામાં ઘણી બાબતો થોડાં મૂળ અને ઝાઝાં ડાળાં પાંખડાંવાળાં ઝાડની પેઠે પવનના ઝપાટાના જોરે ઉડી જઇ પાયમાલ થતી જણાય છે.

૩૭૯. સંતતિ વગરના દંપતિ એમ સમજે છે કે આ સંસારમાં સંતતિવાળાં દંપતિ અહોનિશ આનંદમાંજ દિવસ ગુજારે છે; પણ એમનું એ સમજવું બીલકુલ ખોટું છે કેમકે સંપતિ વગરનાં દંપતીને તો સંતતિ નથી એટલીજ ફક્ત ચિંતા છે. પરંતુ સંતતિ વાળાં દંપતીને તો પોતાની સંતતિના ભરણપોષણની અને તેમના સાજા માંદાની ઘણું કરી અહોનિશ ચિંતા હોય છે. માટે તેઓ

અહોનિશ આનંદમાં દિવસ ગુજારે છે, એમ સમજવું બિલકુલ ભૂલ ભરેલું છે. સુખ અને દુઃખ એ બંને માણસ માત્રની સાથે જન્મથીજ વળગેલાં છે.

૩૮૦. कुर्यान्नीच जनाभ्यस्तान् याञ्चांमानहारिणीम् ॥
बलियाञ्चागतः प्रापल घुतां पुरुषोत्तमः ॥

જે નિચ જન હોય તેજ સદા યાચના કરે છે, એ યાચના યાચકની માન પ્રતિષ્ટાનો વિનાશ કરે છે. માટે માણસે કોઈની યાચના કરવી નહિ. વિષ્ણુ દેવે (પોતાના ભાઈ માટે) બલિરાજાની યાચના કરી તે પાપથી તેને લઘુતા એટલે હલકાઇ અથવા ઠીંગણાપણું પ્રાપ્ત થયું. (અને બળિરાજાને ઘેર છડીદાર થઇ રહેવું પડયું.) કવિ કહે છે કે, આપણો દેશ જે નીચી અવસ્થામાં આવી ગયો તેનું કારણ તપાસી જોઈયે તો જેનો "આગુવો આંધળો તેનું કટક કુવામાં પડે," એ ઉખાણા પ્રમાણે થયું છે. ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થ સાધન બતાવનારા બ્રાહ્મણો કહેવાય, તેજ અધર્મ કૃત્ય કરતાં અધમ થયા, અને કન્યા વિક્રયાદિક વિકર્મ કરવા લાગ્યા તથા તેમની દેખાદેખી બીજા લોકોએ કરી એટલે સર્વે અધર્મ સમુદ્રમાં બુડવા લાગ્યા.

૩૮૧. જે ચિજો વિષે હું જાણું છું તેમાં દર દસમાંથી નવ ચીજોની ખબરો તો મેં વાત ચીત ઉપરથી મેળવી હતી. બાદશાહી ખાનદાનના ઘણા માણસોએ કાંઇ પણ વાંચેલું નહીં હોવા છતાં તેઓ જે જ્ઞાન ધરાવે છે તે તેઓએ વિદ્વાનો સાથેની વાત ચીતપરથી મેળવેલું હોય છે.

૩૮૨. पलाशमुकुल भ्रांत्या शूकतुंडेपतत्यलिः ॥
सोपि जंबुफलभ्रांत्या तमलिं धर्तुमिच्छाति ॥

પોપટની ચાંચ રાતી છે, તેને જોઇને આ કેસુડાનું ફુલ છે એવું જાણીને ભમરો તેમાં પડયો અને પોપટે જાણ્યું કે આ જાં-

બુઠું છે તેથી તેને પકડયો. એજ રીતે માણસો પણ કોઇ વખતે પરસ્પર ઠગાય છે.

૩૮૩. મનુષ્યને પડતી દશામાં જેવો અમુલ્ય અનુભવ મળે છે તેવો અમુલ્ય અનુભવ કરોડો રૂપૈઆ ખરચવાથી પણ મળી શકતો નથી. માટેજ ડાહ્યા માણસો પોતાની જીંદગીમાંની કેટલીક મુદત પડતીમાં પ્રસાર કરવા ઇચ્છે છે. પડતીમાં મેળવેલો અનુભવરસ ખરેખર અમૃતરસ સરખોજ છે.

૩૮૪. दुर्जनस्य मृदंगस्य कवलो दीयते मुखम् ॥
तावद्वदति माधुर्यं पश्चात् वदति निष्ठुरम् ॥

દુર્જન અને પખાજ (મૃદંગ) એ બે જ્યાં સૂધી ખાવાનું મળે ત્યાં સૂધીજ સારૂં સારૂં બોલે, પછી ભૂંડું બોલ્યા વિના રહે નહીં. મતલબ કે પખાજને લોટ ચડાવિયે ત્યારેજ બરોબર વાગે, તેમજ દુર્જનને ખાવા મળે ત્યાં સૂધી સારૂં બોલે પછીથી ભૂંડુંજ બોલે.

## ૩૮૫. જીભ વાપરવી અને નહી વાપરવી.

જીભ ક્યાં નહીં વાપરવી?—૧. ખરાબ બોલવામાં. ૨. કોઇની નિંદા કરવામાં. ૩. ટકા ચઢાવીને વાતો કરવામાં. ૪. કોઇને ગાળો દેવામાં. ૫. કોઇની મશ્કરી કરવામાં. ૬. લોકોને ઠગવામાં. ૭ જેનું ખાઇએ તેનુંજ ખોદવામાં. ૧૦. ઈશ્વર તરફ બેવફાઇ ભરેલું બોલવામાં. ૧૧. નહીં ઘટતા કામને ઉત્તેજન આપવામાં, તમારી જીભ કદી વાપરશો નહીં.

જીભ ક્યાં વાપરવી?—૧. કોઇને સારી સલાહ આપવામાં. ૨ કોઈને ધર્મના કામમાં સારી સૂચના કરવામાં. ૩. બદ કરણીને ધિક્કારવામાં. ૪ નેકીને ચાહવામાં. ૫. ધર્મને ફેલાવવામાં. ૬. કોઇને પણ ખરાબ માર્ગે જતો અટકાવવામાં. ૭. પ્રમાણીકપણે બોલવામાં. ૮. સાચાને આશરો આપવામાં. ૯. જૂઠાને તોડા પાડવામાં. ૧૦. નેક અને પરોપકારી માણસોને મદદ કરવામાં. ૧૧. પરમેશ્વરની

સ્તુતિ તથા તારીફ ગાવામાં, અને તેથી ઉલટી રીતે ચાલનારને સુધારવામાં તમારી જીભ હમેશાં વાપરજો.

૩૮૬. પત્થરમાં રહેલો ગુપ્ત અગ્ની જ્યારે ચકમકની સાથે પત્થર અથડાય છે, ત્યારેજ જણાઇ આવે છે તેમજ મહાન પુરૂષોમાં રહેલો ગુપ્ત મહાન ગુણ તે જ્યારે વિપત્તિ સાથે અથડાય છે ત્યારેજ બહાર પ્રકાશી નિકળે છે.

૩૮૭. ઝાંખા દીવાથી વાંચવાનું કે અભ્યાસ કરવાનું બંધ રાખજો. દીવાનું અજવાળું બાજુથી આવવા દેવું, પીઠપરથી કે સામેથી નહીં. શરીર નાકૌવત હોય અથવા માંદગીમાંથી તુરત ઉઠેલા હો, તો વાંચવું બંધ રાખવું. નીચા સુઇને વાંચવું નહીં, પાસેને બદલે દુર ઉપયોગ માટે આંખને ખેંચવી નહીં. થોડો સમય તેને આરામ આપવો. નિયમસર વાંચવું ને અભ્યાસ કરવો. સારી છપાઇની ચોપડીઓ વાંચવી. ખુલ્લી હવાનો દમ લેવો. સૂતા સૂતા વાંચવું નહીં. વાંકા ચુકા થઇને વાચવું નહીં. તમાકુ ને દારૂ વાપરવાં નહીં. સામા કિરણથી વાંચવું નહીં. ચાલતી ગાડીએ વાંચવું નહીં. જરૂર હોય તોજ ચસ્માં લેવાં. મનની સાથે તનને કસરત આપવી, નહીં તો આંખ ખરાબ થશે. વિદ્યાર્થિયે આપર લક્ષ આપવું.

૩૮૮. લોકો જેટલું ધારે છે એટલુંબધું પાર પાડવાની હમેશ કોશીશ કરે તો દુનિયાને કેટલોબધો લાભ થાય?

## ૩૮૯. મયુર પ્રત્યે અન્યોક્તિ.

### શાર્દુલ વિક્રીડિત વૃતમ્.

કીધું વાહન કાર્તિકે કરિ કૃપા, વ્હાલો ગણીને તને,
કૃષ્ણે પીંછ શિરે ધર્યું મુકુટમાં, આનંધ ધારી અને;
રૂડા રંગ રૂપે રચ્યો જગતમાં સોહામણી પાંખ છે,
રે કેઉ રડતો રહ્યો જગતમાં, છે કર્મનો વાંક તે.

૩૯૦. એક પછી એક એક અનુક્રમે દિવસે દિવસે આપણે વયમાં વધતા જઈએ છીએ, પરંતુ જીંદગાનીમાં ઘટતા જઈએ છી-

એ. માટે એક પળ આપણે નિરર્થક ગુમાવવી નહીં. કેમકે ગયેલો વખત ફરીથી આપણને કદી પણ કોટી ઉપાયે મળી શકતો નથી.

૩૯૧. રૂડુ કરો. અને મરી જાઓ ત્યારે તમારી પાછળ સદાચરણનો મિનારો મૂકી જાઓ કે તે, કાળના તોફાનથી પણ કદી પડે નહીં. જેમનો તમારે સમાગમ થાય તેમના ઉપર હેત બતાવો, માયા બતાવો અને દયા કરો. જેથી તેઓ તમારૂં નામ તેમની હૃદયની ચોપડીમાં નોંધી રાખશે.

૩૯૨. આપણી આખી જીંદગીમાં જે કામ આપણે કીધું હોય તે બધું કરતાં ખરેખરો જેટલો વખત રોક્યો હોય તથા ખરેખરૂં મન રોક્યું હોય, તેની ગણતરી કરીએ તો તે કદાચ થોડાં અઠવાડિયાં કે દિવસ કે કલાકોની ગણતરીમાં આવી જાય.

## જવાસા પ્રત્યે અન્યોક્તિ.

### શિખરણી વૃતમ્.

વહે વર્ષાવારી, હરખ હરડે સૌજન ધરે;
લિલાં વૃક્ષો વેલા, સકળ જીવ શાતા મહિ ફરે;
બગાડયું શું તારૂં, વરદ વરસાદેજ સત્રળે;
જવાસા શા સારૂં, અધિક ઇરષા તું ધરિ બળે.

આ દુનિયામાં અદેખા માણસોનો કાંઇ ટોટો નથી. બીજાનું સારૂં જોઇને સંતાપ પામનાર હજારો માણસો છે. અમે એવા માણસોને વારંવાર જોઇયે છિએ કે પોતાનો કોઇ ધંધાભાઇ જ્યારે પોતાના કરતાં તે ધંધામાં હોશિયાર નિવડી જાહીર ઝળકારી આગળ પડે છે, ત્યારે ઘણા અજ્ઞાન ધંધાદારીઓ તેની અદેખાઇ કરે છે. અદેખાઇ કરીનેજ કે બળડીનેજ બેશી રહેતા નથી, પણ એ હરીફ તેના ફતેહ પામેલા ધંધામાં કઇ રીતે હાર પામે, તેની કયે રસ્તે હાંસી થાય, અને તેની કિર્તીના ઝળકતા સૂર્ય ઉપર અપકીર્તીનું વાદળું કેવી રીતે વિંટલાઇ વળે એવા હલકા વિચારની અઘટિત યોજનાઓ તેમના પોકળ મગજમાં ઘૂમે છે.! એ નષ્ટ અનુ-

ઘમે (એવા અઘટિત કાર્યને ઉદ્યમ કેમ કહેવાય?) તેમને ખાવું અને પીવું કાંઇજ સુઝતું નથી. કોઈની જોડે વાત કરે તોપણ તેઓ બાવરા જેવા જણાય છે. આ પ્રમાણે વગર કારણે વ્હોરી લીધેલી અદેખાઇની આપદામાં તેમનું શરીર ઉનાળાની મોસમની નદિઓની પેઠે, અને સ્વામિના વિરહથી દગ્ધ થયેલી સ્ત્રીઓની પેઠે હમેશાં ચિંતા રૂપી ચેહની અંદર પ્રજ્વલિત થાય છે. ખાતાં પીતાં પણ તેમનું અર્ધું લોહી સૂકાઇ જાય છે, અને નિદ્રા દેવીને વશ થવાનું પણ તેમનાથી બહુધા બનતું નથી.

આવા અદેખા માણસને શિખામણ દેવા કોઈ કવિ જવાસાના છોડ પ્રત્યે કહે છે કે વર્ષાઋતુમાં જે વખતે પાણીનું વહન થાય છે, જે વખતે સઘળાં પ્રાણિઓ હરખ પામે છે, જે વખત વૃક્ષ અને વેલાઓ વરસાદના આગમનથી આનંદિ ... લીલા કલ્હાર થાય છે અને એ પ્રમાણે સઘળા પ્રાણિયો વગેરે જ્યારે સુખ શાંતીમાં ફરે છે, તે વખતે હે જવાસા! તારૂં વરસાદે શું બગાડ્યું છે કે તું અદેખાઇ કરીને બળી જાય છે!! આ અન્યોક્તિથી આ દૂનિયાના સર્વ અદેખા માણસોએ બોધ લેઇ અદેખાઇને અળગી કરી, મોટું મનને સંતોષ ગ્રાહ્ય કરે તો તેમને કેટલો બધો ફાયદો થાય?

૩૯૪. ઇલ્મ તો તસ્દી તથા મેહેનતથી હાંસલ થાય, પણ અદબ કરવી તથા જેનો જેવો મરતબો હોય તેને પીછાનવો, એ વગર મેહેનતથી બને છે, સાથી જે અદબથી ઘણાં કામ બની આવે છે.

૩૯૫. જે દરદી વૈદને પોતાનો વારસ કરે છે, તે પોતાનાજ હકમાં ખરાબી કરે છે.

૩૯૬. આપણે આપણી સંતતીને આપણા કુટુંબપર વિશેષ પ્યાર રાખે એવા પ્રેમમાં સંગીન કરવાને ઇચ્છતા હોઇયે તો બચપણમાં આપણે આપણાં બાળકોનાં બાળલગ્ન કરવાંજ નહીં. કેમકે બાળલગ્નથી ઉત્પન્ન થતી પ્રજા વિશેષ નિર્બળ અને હિણ કમાઉ હોય છે. માટે પ્યાર કરતાં પૈસાને તે વિશેષ પ્યારાં ગણી કુટુંબમાં કુસંપ કરવામાં કિંચિંત વાર કરતાં નથી.

## ૩૯૭. બગલા પ્રત્યે અન્યોક્તિ.

### શાર્દૂલ વિક્રીડિત વૃતમ્.

પંખા શ્વેત સમારિ વારિ ત્રટમાં, ધારી રહ્યો ધૈર્યતા;
વૃત્તિ શાંતવડે નિચી નજરથી, ચૂકે ન ચાતૂર્યતા;
ધીરે દે ડગલાં ભલા તું બગલા, દીઠો તપસ્વી દગે;
ફંદે ફાવિશ ના હવે ફરિ ફરિ, જા તું બિજી કો જગે.

એક વિશાળ પટવાળી નદીના ઓવારાનું કોઈ એક અનુભવી થયેલું વૃદ્ધ મત્સ, કાંઠે બેઠેલા બગલાને આર્જવ યુક્ત કહે છે કે—"ધોળી પાંખોને સમારી આશાવડે ધીરજથી નદી કાંઠે ટમટમી રહેલા અને નીચી નજરથી શાંત વૃત્તિવડે ચતુરાઇ ચૂકે નહિ એવાઓ ભલા બગલા! તું હવે ધીરે ધીરે પગલાં ચલાવ!! અમે તને પક્કો તપસ્વિ જાણ્યો છે. કેમકે એવાજ ફંદમાં તારા વિશ્વાશે આગે અમારા આખા કુટુંબનો નાશ કરાવ્યો છે. હવે તું તારા એવા ફંદમાં વારંવાર ફાવી જઇશ નહીં. માટે હે ભાઇ! હવે તું બીજી કોઇ પણ યથેચ્છ જગા પસંદ કર."

ઉપરની બગલાવાળી અન્યોક્તિથી હાલના ઘણા માણસોને બોધ મળે તેમ છે. હાલના કેટલાએક માણસો માત્ર મિત્રવાળો ડોળ ઘાલનારા દાંભિક સખ્સો પોતાનો સ્વાર્થ સાધી લેવા, પોતાના જાની મિત્ર તરફ અનેક પ્રકારના કાવા દાવા કરે છે, અને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ યુક્તિવડે સાધ્ય કરી પોતાના સુમિત્રના અનેક લાભની હાની કરે છે. અલબત તેઓ બગલાના જેવા યુક્તિવાળા હોવાથી એકાદ વખતે પોતાના વિશ્વાસુ મિત્રને છેતરી જવામાં ફાવી જાય છે, પણ છેવટે પાપનો ઘડો ફૂટે છે, અને તેમનો નિંદ્ય હેતુ પ્રસિદ્ધ થાય છે. ત્યારે પછી પ્રજામાંથી તેમનો વિશ્વાસ ઉઠી જાય છે. એવા માણસોએ આ બોધ ધ્યાનમાં લેઈ રહેણી પ્રમાણે કરણીથી વર્તવા અમારી ખાસ ભલામણ છે.

૩૯૮. તારાથી બની આવે તે તમામ ઉમર ઇલમ શિખવા-

ઉપર ખરચ કરવી. સાથી જે શિખવા તથા જાણુવાનો નફો સોના રૂપાથી જાદે છે; કેમકે રૂપું, સોનું ફના થનાર છે, પણ ઇલમ કદી ફના થનાર નથી.

૩૯૯. વખત પ્રમાણે વર્તવાથી માણુસ હમેશાં ગમે તેવા કઠણ કામમાં પણ ફતેહ મેળવી શકે છે.

૪૦૦. હું વિદ્યાર્થી હતો તે વખતનો વિચાર કરતાં હાલ મને ઘણો પશ્ચાતાપ થાય છે. હવે મને જણાય છે કે અમૂક વખતે મેં ભૂલ કરી હતી, અને અમૂક વખતે જે કરવાનું તે નહીં કરતાં ભૂળતુંજ કીધું હતું; પ્રસંગે ખોટે માર્ગે પણ ચઢ્યો હતો. હાય હાયરે! મેં લાખ રૂપિયાની આવેલી તક નકામી જવા દીધી અને ખોટી ટેવ પ્રાપ્ત કરી. જ્યારે હું મારા વિદ્યાલય પાસે થઈને જાઉં છું ત્યારે મને એવું મન થાય છે કે હું મારા હાલના અનુભવ સહિત પાછો નિશાળમાં દાખલ થઈ આગળની પેઠે વિદ્યાભ્યાસ ચલાવું; પણ હવે એ વાત મારા હાથમાં રહી નથી, એમ ધારી મને ઘણું દુઃખ થાય છે; અને કેટલીક વખતે મારા નેત્રમાંથી અશ્રધારા પણ ચાલે છે.



